॥तमसो मा ज्योतिर्गमय॥





અંક ૧ — વર્ષ ૧




ચૈત્ર સુદી ૧૩—૨૦૦૪

## કર્તવ્ય.

अप्पणा सच्चमेसेज्जा
मित्तिं भूएसु कप्पए।

અંતઃકરણપૂર્વક સત્યની અન્વેષણા કર! સર્વ જીવો પર મૈત્રીભાવ ધારણ કર!

—શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર.

સાર:—જે છે તેને નકારતા જતાં—હે ભાઈ! તારું જીવન ખારું પણ બનશે; માટે સત્યને અજવાળે—અજવાળે સહુને આગળે 'અસત'નું ગીત રેલાવના મધુરા તાન પ્રવાહને મુક્તિપુરીના સૂક્ષ્મ પન્થે વહી જવા દેજે!

तंत्रीः—मफतलाल संघवी

## વિષય-દર્શન





**સંતોષ.** (પાના ૧૧ થી ચાલુ)

છતાંયે પ્રાપ્ત સ્થિતિમાં પરમ સંતોષને ખીલવનાર પ્રાણી પૂજ્યતાને જ પામે છે અને પરિણામે શોષાનું જળ જગતને વાદળરૂપે છાંટડી આપે છે.'

'કહો બહેન? એને એના પરમ સંતોષનું ફળ મળ્યું કે નહિ ? જન્મીને જગતને કંઇક આપવાની એની ભાવના સિધ્ધ થઇ કે નહિ ! શું અસંતોષ વડે એ એની પ્રાપ્ત સ્થિતિને પલ્ટાવી શકત ?'

'આ સંતોષને હું મારા સળગતા હૃદયમાં કઇ રીતે સ્થાન આપી શકું (?) તે મને સમજાતું નથી. પહેલા મારા હૈયાની આગને બુઝાવો. પછી સંતોષની વાત કરો.'

'આગને બુઝાવવી ન જોઇએ, બહેન ! એને એના પૂર જોસમાં સળગી જવા દો. આજે તમે તેનાથી અલિપ્ત રહેજો. છેવટે તે તમારે આધીન થઈ, તમારી ચાહને જ અનુસરશે. આવેલા દુઃખને પૂર જોશમા ઝુઝવા દઇ, હંફાવી છેવટે અપરાજિત રહેવામાં જ સાર છે. એમા જ જીવનની સિધ્ધિ છે.'

'ભલે... મથો ! ઓ, દુર્વાસનાઓ મને હંફાવા મથો, મારૂં હૈયું તમારામા નથી. હું બીજે જ છું. મારા વિના તમે કઈ રીતે, મારા ઉપર સામ્રાજ્ય સ્થાપી શકશો ?'

'... તો સંતોષની સેવિકા છે '




વર્ષ ૧ ચૈત્ર સુદી ૧૩ (૨૦૦૪) અંક ૧

# શુભં ભવતુ....

શુભ હો! નાના-મોટા, ગરીબ-તવંગર, કાળા-ધોળા, ઊંચ-નીચ સહુનું શુભ હો. મા છબો, કોઇનેય અશુભની-અકલ્યાણની કાળી છાયા. મા મથો, કોઇ અશુભના આકારને પામવા. સહુને અંતરગગને નિશદિન ઝળહળો શુભની એક જ શાશ્વત ભાવના. અશુભના વંટોળમાં જે ફસાય, તેને તેમાંથી બહાર નીકળવાનો જે માર્ગ, તે જ શુભનો શુભાશ્રય.

શુભ એટલે ભલું-સારું. સારું તે કે જે આખી માનવજાતને લાગુ પડે. હું ચાહું કે મને અમુક રકમ મળે તો મારું દુઃખ ટળે, મારું ભલું થાય. પણ એ કાંઇ શુભની વિશ્વવ્યાપી ભાવના નથી. જેમાં સહુનું શુભ હોય તેમાં જ મારે, મારું શુભ પેખવું જોઇએ. એકાંત દ્રષ્ટિએ મારું શુભ તે જ અન્યનું અશુભ હરે. અનેકાંત વા વિશ્વવ્યાપી દ્રષ્ટિએ જ અવલોકતાં શીખવું જોઇએ.

અશુભ એટલે કાળી રાતનાં ગર્જતાં કાળાં વાદળાંની વર્ષાનો ઢીચડ. કોઇ કદી તેમાં ન ફસાશો. વ્યક્તિગત દ્રષ્ટિએ સઘળું મેળવવાની ક્ષુદ્ર ભાવનામાંથી જ એવાં વાદળાંનો જન્મ થાય છે, અને માનવલોકની સમૃદ્ધિવંતી ભાવન ઓમાં ઓટ આવે છે.

જે દિશાનો પવન તેજ દિશામાં વહાણો ને વૃક્ષોની ગતિ. તેજ પ્રમાણે જેવી પ્રેરણા તેવી પ્રવૃત્તિ. શુભની ભાવના મુજબ જે સહુમાં પોતાને પેખે. ને સદા તેઓના ભલાને માટે વિચારે. તેની પ્રવૃત્તિ પણ

તેજ વિચાર મુજબની હોય અને તેનું પરિણામ ગમે તેમ તોય અશુભ તો નજ આવે.

શુભનું ચિંતન જીવનમાં સાત્વિક સ્વસ્થતા જગવે, રોમ રોમે સત્યનો તનમનાટ પથરાય, સર્વત્ર માનવતાની વિજયભેરી વાગે. જે ભલું છે, તે આત્માની ખૂબ જ નજીક છે. તેથી તેની છાયા સહુના ય જીવનપ્રાન્તે ખૂબ-ખૂબ શાતા પ્રસરાવે.

જ્યારે કોઈ પણ માનવી પોતાની સ્વાભાવિક શુભ ભાવનાનો લોપ કરે, ત્યારે કહેવાય છે કે, 'ફલાણાએ અશુભ કર્યું-ખોટું કર્યું.' અને એજ બતાવી આપે છે કે સામાન્યમાં સામાન્ય માનવી પણ શુભ-અશુભ વચ્ચેના મહાન અંતરની હકીકતને સમજતો હોય છે.

વ્યક્તિગત રીતે દરેક પોતાનું શુભ વાંચ્છે છે, અને તે ખૂબજ પ્રશંસનીય છે; કિન્તુ નિજનું શુભ વાંચ્છતી તે વ્યક્તિ એટલું સમજતાં કેમ અચકાય છે કે મને જે રીતે શુભ પ્યારૂં છે તે રીતે સહુને તે પ્યારૂં હોવું જોઇએ ને માટે મારે અન્યના ભોગે તેનો ઉપભોગ ન કરવો ઘટે.

શુભની લાગણીમાંથી આત્મીયતાનો અનુકૂલ પવન વાય ને સંસારની સમૃદ્ધિમાં વધારો થાય.

દશેય દિશાઓના દ્વાર પર આલેખાયલો છે 'શુભં ભવતુ'નો મહાબોલ. નિજનિજના ગૃહદ્વાર પર સહુ તેજ બોલ આલેખે તો શું ખોટું? આસ્માનના સિતારા ઉચ્ચારે છે શુભં ભવતુની યુગ-યુગ પુરાણી ભાવના.

સહુ અંતરના આસ્માને આલેખે, લેખ 'શુભં ભવતુ'નો. ને દેશવટો દે અશુભની અનાર્યોચિત ભાવનાને! —મ.



નિર્મળ પાણી, શુદ્ધ હવા, સારી સોબત, સાદો-સાત્વિક ખોરાક, સ્વચ્છતા પવિત્ર પ્રમોદક વાચન અને યોગ્ય શ્રમ તથા સંયમ એ આરોગ્ય લાભ માટે ઉપયુક્ત સામગ્રી છે.

# વાણીનું નૂર! — 'अनिकेत'.

અમૃતના રેલા જેવો છે પ્રવાહ વાણીનો! નથી ત્યાં નાત-જાત કે નથી દેશકાળ. સર્વ કાળની સર્વ પ્રજાઓના આત્માને જે છુએ તેનું જ નામ વાણી.

પથરાયલો પડ્યો છે શબ્દોનો પારાવાર, વાણીના તે અમૃત પ્રવાહને માથે, દેશોદેશની પ્રજાઓ, શબ્દોના વહાણ ભરીને લઈ જાય છે પોતાને આંગણે ને મનગમતાં નામ પાડે છે તે શબ્દસમૂહનાં!

ભલે પાડે નામ ગમે તે...! જુજવા નામે ભાવ જુજવા નહિ પડે.

પારાવાર ભરેલો છે. અંદર ડુબકી મારતાં સહુ ગભરાય છે, ને ઉપર ઉપર હાથ ફેરવ્યે જે કાંઈ મળે છે, તે લઈને સહુ પોતપોતાના દેશ ભેગા થાય છે, પણ એમ ન પમાય નૂર વાણીના!

શબ્દે શબ્દના વદનપરે ઝળકતાં હોય છે આછાં તેજ—ભીતરની અમૃત-કાન્તિનાં, અન્યથા શબ્દ એ શબ્દ ન રહે; કિન્તુ ભીતરે જે સાંપડે તેવું બહાર જોવાય ન મળે. ભીતરની ભવ્ય-મનોરમ્ય કાન્તિના પુંજ, જગતને આરે પથરાય તો લાખો રત્નપ્રદીપનાં ઝોકસામટાં તેજની તસ્વીર જોવા મળે.

પ્રફુલ્લ અને અમીભીના શબ્દ-મૌક્તિકનું મૂલ્ય, સામાન્ય શબ્દ કરતાં-અતિશેય અંકાય. શબ્દ જેમ પાણીવાળો વધારે, તેમ તેનું મૂલ્ય પણ વિશેષ. મોટા પથરા જેવા અર્થવિહોણા શબ્દો રેડવા કરતાં, પાણીદાર મોતી જેવા પ્રફુલ્લ અને નાજુક શબ્દોનો મહિમા અનેરો વર્તાય છે.

અંતરના અમૃત રેલાની આસપાસ તરતું રહે છે, સંગીતનું વાદળ. એ વાદળના પ્રત્યેક અણુમાં વિલસે છે શબ્દના પારાવારનો જીવનઅર્ક. જે સંગીત-ને પામે, તે જ માણી શકે મહિમા વાણીના અમૃત રેલાનો. વાણીનાં અમૃતની પ્રાણવંતી પ્રતિભાનો અનાદર કરે છે જે, તે ઊંડા નથી ઊતરી શકતો શબ્દોના પારાવારમાં.

સાગરમાંથી લઈને શબ્દ જેવો ફેંકાય છે હવામાં, તેવો જ ત્યાં પ્રતિઘોષ પડે છે, તે શબ્દના આત્માનો. શબ્દની વદનજ્યોત જો ન ઝંખવાય તો તો ઠીક. અન્યથા સઘળા શબ્દોના મારા વડે હવા પણ વજનદાર બની જાય ને માનવ-માનવને આંગણે રક્તના સ્વસ્તિકો પૂરાવા થાય.

શબ્દોની પસંદગી કરવામાં માનવી હજુ પછાત છે. ભર્યા સાગરમાંથી

છીપલામાં જ તે સંતોષ માને છે. ઉત્તમતાનો અધીકારી માનવી, જ્યારે પ્રાણહીન પદાર્થોની પ્રાપ્તિ પાછળ ઘેલો અને ત્યારે સંસારને માંડવે શોકનાં ગીત ન ગવાય તો બીજું થાય પણ શું?

ઉચ્ચારાતા પ્રત્યેક શબ્દનું મૂલ્ય–તે સ્વ અને પરના જીવનને કેટલી હદે શાતા પહોંચાડી શકે છે. તેના ઉપર અંકાય છે. શબ્દે શબ્દના લલાટ દેશે મ્હોર લાગેલી છે અમીબિન્દુની. શબ્દ એકેય ખરાબ નથી. પયરાયલા પારાવારના અંતરે જેને ઉચિત સ્થાન મળ્યું છે, તે, શબ્દને આપણે અર્થહીન કહીને અર્થહીન ન જ ઠરાવી શકીએ. વિશ્વવ્યવસ્થામાં જેવું માતવીનું સ્થાન, તેવું જ સ્થાન શબ્દના પારાવારમાં શબ્દનું!

વાણીનાં નૂર પામવા, શબ્દનો સાગર ઉલેચવો પડે ગૂમ થયા વિના, ગૂમ થયેલી વસ્તુ હાથ ન લાગે. અમૃતનાં દર્શન કાજે, મર્ત્ય માત્રના જીવનનું યથાર્થ મૂલ્ય આંકવું પડે. મર્ત્યને તરછોડનારો જેમ અમર્ત્યને ન પામી શકે તેમ શબ્દોના હીરાને, પત્થર મૂલ્યે વેચનારો વાણીના આત્માનાં દર્શન ન જ કરી શકે. શબ્દનું મૂલ્ય સમજાય, તો જ તેના આત્માને ઓળખવાની લાયકાત કેળવી શકાય.

દુનિયાની બજારમાં સસ્તામાં સસ્તી વસ્તુ તે શબ્દ! કારણ કે તેનો આખો સાગર ભરેલો છે. શબ્દ માટે સસ્તો છે, કે તેની કિંમત આંકનારા ઝવેરીઓની જગતમાં ખોટ છે. એક કોહીનુર કાજે લાખોનાં લોહી રેડાયાં છે, જ્યારે કોહીનુર-થીય વિશેષ દીપિમાન અને પ્રાણવત્તા શબ્દ-કોહીનુરની કોઇ કોડીનીય કિંમત આંકતું નથી. અને ત્યાંજ છે વિજય શબ્દના જીવનનો! હીરા-મોતીની જેમ જો તેનાં પણ મૂલ્ય અંકાતા થાય, તો માનવકુલમાં હાહાકાર મચી જાય, શબ્દનો આખોય સાગર—હીરા-મોતીનાં સાગરની જેમ—ધનિકોના ભંડારમાં હલવાઈ જાય. શેષ માનવસમુદાયને એક શબ્દ પણ બોલવાનો અધિકાર ન રહે. તેમ છતાં પણ વાણીના અમૃત રેલાની પ્રતિમાના અંશોને જગતના મંદિરમાં અગ્રસ્થાને બેસવાનો હક્ક રહે, તે પૂરતી શબ્દે-શબ્દની કિંમત અવશ્ય અંકાવી જોઇએ વાણીના ભક્તો જ્યારે જગતના વેપારીઓની ઠોકરે ચડશે ત્યારે જગત પાસે, કોહેલાં ફળ જેવા શબ્દોની મુઠી સિવાય બીજું કોઇ ધન નહિ રહે. કે જેના વડે તેઓ પોતાને સંપત્તિવાન માની શકે.

સાગરની આંકળિયાળી સપાટી પર તરે છે શબ્દના તરંગો, તેના મધ્યદેશે વહેરે છે કલાના શાન્ત-નિર્લેપ રાજહંસો .ને તલમાં ભમે તે સંગીતનું મ્હેત ાાદળ. એ ત્રણેયને પામનારો મહાભાગી, પામી શકે છે અમૃતની દુનિયાને. કેવળ શબ્દોના અભ્યાસ વડે દુનિયાને ડારવાની હિમ્મત ધરાવનારો શબ્દ-સ્વામી એમ

શબ્દ-સ્વામી બન્યા એટલે, દુનિયામાં જાણવા જેવું સઘળું જાણી લીધું; એવી પ્રકારની રંક માન્યતા ધરાવનારા શબ્દ-સ્વામીઓ, કલા અને સંગીતની દુનિયાના શાશ્વત સ્પર્શથી અલગ પડી જાય છે. શબ્દની દુનિયાથી આગળ ડગ માંડવાની તેમની પવિત્ર જીવનશક્તિ કેવળ શબ્દોના જ ભંડારમાં ભરાઈ રહે છે. ને એ રીતે તેઓ સ્વ અને પરના હિતરક્ષી તરીકે પોતાની ફરજો બજાવવામાં કંઈક અંશે પાછા પડે છે.

શબ્દસ્વામી, કલાસ્વામી અને સંગીતસ્વામી : એક દેહે ઉક્ત ત્રણેય પદોને દીપાવનાર વ્યક્તિ જ અમૃતની દુનિયામાં વિચરી શકે. વાણીના આત્માને અડકી શકે. ગુરુદેવ ટાગોર પામ્યા હતા પાર ઉક્ત ત્રણેય પદોનો અને અધિકારી ઠર્યા હતા અમરભોમના આસનના!

એકના હૃદયનો બોલ, બીજાના હૃદયને યથાસ્થાને ન સ્પર્શે, બીજો તે શબ્દના ભાવને ન અનુસરે, ત્યાં સુધી શબ્દના ભાવને મૂર્ત સ્વરૂપ ન મળ્યું કહેવાય અને જ્યારે શબ્દના ભાવને મૂર્ત સ્વરૂપ ન મળે, ત્યારે એકબીજાના હૃદયમાંથી છૂટતા શબ્દો પરસ્પર અથડાય અને સંસારમાં કલહનાં ગુચ્છાં વાદળ તરતાં થાય. કે જેની છાંયડી કોઈ જીવને પળભરની શાતા પણ ન પીરસી શકે.

શબ્દનું મૂલ્ય નથી માટે તેને અમૂલ્ય સમજીને જ તેનો સદુપયોગ કરવો જોઈએ. વહેવારીઓ જગતને નશ્વર પદાર્થોનાં મૂલ્ય આંક્યાં એટલે નાના-મોટા સહુ તે પદાર્થોનો સમજીને ઉપયોગ કરે છે, જ્યારે અમર્ત્ય શબ્દ-મૌક્તિકની બાબતમાં તેનાથી વિપરીત રિવાજ થતો દેખાય છે.

તેનું કારણ!

બ્રહ્માંડના દ્વાર પર્યંત વિસ્તરતા શબ્દને જગતે સાવ સોંઘો કઈ રીતે માની લીધો? જગતનો કયો નશ્વર પદાર્થ—માનવીની સહાય વિના—એક ડગલું પણ ભરી શકે છે? તો પછી વાયુ ચડેલા અમૂલ્ય શબ્દ-પક્ષીઓની કંઈક કિંમત તો આંકવી જ જોઈએ ને? તેની કિંમત એજ કે, તેનો સમયસરનો ઉપયોગ. આડે ધડે શબ્દોના ગોળા ફેંકતા માનવો જો શબ્દની વાસ્તવિક મહત્તા સમજી શક્યા હોય તો તેમને જ હાથે થતો શબ્દનો અપવ્યય જરૂર બંધ થાય! કોઈ પણ વસ્તુ અતિ સામાન્ય બનતાં તેની સર્વ મહત્તા વીસરાઈ જાય છે.

જીવનની અંતરતમ લાગણીઓને વ્યક્ત કરનારું પ્રધાન સાધન તે શબ્દ. શબ્દોના બીબામાં ગોઠવાયેલી લાગણીઓમાં જીવન માણતું જગત આજના કરતાંય ઉચ્ચ સંસ્કારમય જીવનની અપેક્ષા ધરાવતું હોય તો, ઉચ્ચારાતા પ્રત્યેક શબ્દની મહત્તાનો આંક માપવો ને તેની ફરજ છે.

જ્યાં જ્યાં વસે છે જીવ, ત્યાં ત્યાં સઘળે તરે શબ્દતરંગો! જો માનવી ધારે તો તે શબ્દ-તરંગો કે જેની સાહેની વણઆવડત ભરી રમતને કારણે જગત આજ સંતાપ અનુભવી રહ્યું છે તેના જ સમયસરના સદુપયોગ વડે જગતમાં સ્નેહ-શાન્તિનો મહિમા વિસ્તારી શકે?

પ્રજાઓના જીવનવિકાસનું માપક યંત્ર તે તેમની સંસ્કૃતિ! સંસ્કૃતિની નાડમાં પ્રફુલ્લ ને પ્રાણવન્તાં તત્ત્વો ધબકતાં હોય, તો પ્રજાનું જીવન ઉર્ધ્વગામી બને ને જો સડેલા વિચાર-તરંગો વહેતા હોય તો પ્રજાનું નૈતિક પતન થાય.

શબ્દના અંતરે જેટલા અંશે હૃદય ઠલવાય, તેટલો તે પરિપૂર્ણ બને. આપણે જેને 'અંતરની વાણી'ના મહિમાવન્તા શુભ નામથી ઓળખીએ છીએ, તેજ તે શબ્દોનો સમુહ કે જેના અંતરે અંતરે ઠાલવતાં તે પરિપૂર્ણતા ધારણ કરે છે. શબ્દથી, પોતાનું હૃદય છુપાવનારો, શબ્દના હૃદયદેવને કદી ન પામી શકે. ત્યાગનારો સદા પામે છે નિજ જીવનબળ ને સંગ્રહનારો પળે પળે ગુમાવે છે, ભાવિ જીવનની સિદ્ધિના નિજ સતતત્ત્વો!

વાણીનાં અમૃત પામવા, સહુ વાંચે ઉચ્ચારાતા શબ્દનું હૃદય. શબ્દને જે ન ઓળખે, તે શબ્દના આત્માને કઇ રીતે ઓળખી શકવાનો હતો? ક્યાંક સ્ફુટ અને ક્યાંક અસ્ફુટપણે રમે છે વાણીનાં સંતાનો! સહુને સમજનારાને સહુ લેખવશે પોતાનો, જે અળગો પડશે તેનાથી, તેને સહુ અળગો માનશે પોતાનાથી.

જીવન જેનું જોમવન્તું હોય, અંતરે, કંઈક પામવાની તમન્ના હોય, નયનનાં નૂર વસ્તુમાત્રના હૃદયમાં પ્રવેશી શકતાં હોય, તેવો માનવ, શબ્દોની દુનિયામાં સ્વસ્થતાપૂર્વક વિહરી શકે અને ત્યાંથી દૂર દૂર તરતા સંગીતના શ્વેત વાદળીને પણ વંદી શકે. સંગીત જેને સ્પર્શે તે ભીંજાયા સિવાય ન જ રહે, ને જે તેનાથી ન ભીંજાય તેને મહાયોગી કે જડ પથ્થર માનવો.

પ્રજાઓ જેટલે દરજ્જે વાણીનું નૂર પામે તેટલે દરજ્જે તેમનાં જીવન વ્યાપક અર્થ સભર બને. વાણી-નૂર વિહોણા માનવો માટે સંસારમાં ક્યાંય સ્થાન ન રહે. વાણીના લેશ માહાત્મ્યને પણ નહિ સમજનારા જડ માનવો કાજે સંસારની સઘળી પ્રવૃત્તિઓ અર્થહીન અને ધ્યેયવિહોણી બની રહે. તેઓ પોતે શા માટે છે (?) તેનો પણ તેમને ગતાગમ ન હોય.

વાણીના અમૃતપ્રવાહમાંથી જેટલું આકાર પામે, તેટલું બધુંય સર્જન અમર બની રહે. કારણ કે અમૃતને ઓગાળનારું કોઇ તત્ત્વ ત્રણ લોકમાં અસ્તિત્વ નથી ધરાવતું. ને તેથી જ સાહિત્ય-કલા ને સંગીતના અનેક બળો, કાળની ઠોકરો ખાવા છતાં, ખવાતાં નથી અને નૂતન સ્વરૂપે ઝળકતાં મોજુદ રહે છે.

શબ્દાન્તરંગોને સહારે જે, શબ્દના પારાવારની ભીતરે ઉતરવાનો પ્રયાસ કરશે તેને વંચાશે ભીતરની અલૌકિકતા, અહીં...ઉપર જે દેખાય છે, તેના કરતાં અનેકગણાં ઓજસ્વી બળો ભીતરમાં ઝળકતાં હોય છે, પણ તેને પામવાની તમન્ના જ ન હોય, તો તે બળો પોતાની મેળે બહાર થોડાં જ આવે તેમ હતાં?

કળીમાં મૂંઝાતી સુગંધને, પવન જો તેમાં પ્રવેશીને બહાર ન લાવે તો જગતને તે કળી અને તેની સુગંધનો મહિમા કઈ રીતે સમજાય? તેજ મુજબ અંતરતલે મુંઝાતા પવિત્ર બળોનો, માનવી જો તેમાં પ્રવેશીને બહાર નહિ લાવે તો તે બળોના અસ્તિત્વ વડે જગતને શો લાભ થયો ગણાશે?

બહારે પદાર્થોમાં ગૂમ થતાં પડેલાં, વિરહાશ્રુ સારતી ભીતરની શબ્દભરી દુનિયામાં ડોકિયું કરવાની માનવ માત્રને મારી વિનંતિ છે.



## સુજ્ઞ વાચકોને.

લગભગ ચાર વર્ષના ગાળા બાદ સર્વમંગલનો મંગલમય ધ્વનિ પ્રગટાવવાના ઉમળકાથી '**મંગલ**' પુનઃ પ્રગટ થાય છે.

અનેકવિધ અડચણોના કારણે આ માસિકનું પ્રકાશન ૧૯૪૪ના જુનના અંક પછી બંધ પડેલું, અને અમારા સુજ્ઞ વાંચકોને અમે અગાઉથી તેની જાહેરાત પણ નહિ પાડી શકેલા. આ પ્રસંગે હું મંગલાભિલાષી સર્વેને ખાત્રી આપું છું કે હવેથી માસિકમાં કરવા પડતા ફેરફાર અંગે પ્રથમથી જ તેમને જણાવવામાં આવશે ને તે પછી જ ઘટતો સુધારો-વધારો થશે.

*જુના ગ્રાહકો કે જેમનાં લવાજમ પૂરાં નથી થયાં તેમને આ માસિકના* ચાલુ અંકો મોકલવાનો અમે નિર્ણય કર્યો છે.

કોને પોતાના મંગલની અભિલાષા ન હોય!

સ્વપર મંગલાભિલાષી નાના-મોટા દરેકને '**મંગલ**'ને સહકાર આપવાની મારી અરજ છે. અને વાંચકોના સહકાર સિવાય કોઇ પણ પત્ર દીર્ઘજીવી નીવડ્યું સાંભળ્યું છે? '**મંગલ**'ને દીર્ઘજીવી બનાવવા જે જે ભાઈ-બહેનો સહકાર આપશે તે તે સહુ નિજ મંગલની દિશામાં એક ડગલું આગળ જ વધવાનાં છે ને?

# मंगलमयी महामाया.

મંગલમયી મહામાયા...
બીજ રૂપે રહી પલ્લવ પ્રકટી તું વિકસે તરૂકાયા,
ફુલ ફલ રસમાં સિંચન તવ મંગલ શીતલ છાયા.
મંગલમયી મહામાયા...

નિશદિન તેજ તિમિર પલટાએ, પ્રકાશ અને પડછાયા,
અદ્‌ભુત લીલામાં તવ વિધવિધ સર્જ્યાં વિશ્વ વિલાયાં.
મંગલમયી મહામાયા...

તું એક મારે ને તું એક તારે, તુંજમાં સર્વ સમાયાં,
વત્સલ કરૂણાથી તવ મંગલ મહિમાગીત ગવાયાં.
મંગલમયી મહામાયા...

શાંતિ સુધા વરસાવ જગે જ્યાં વેર વિષમ રેલાયાં,
ધન્ય અમારાં જીવન કરી દે મંગલતા ઉભરાયાં.
મંગલમયી મહામાયા..

—મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ, બી. એ.,



# ગગનના તારા, ★ ★ ★ ★ ★ મફતલાલ સંઘવી.

ઋતુઓના સાહજિક પલટા ! ઘણું ઘણું સમજાવી જાય છે.

વ્યવસ્થા અને કાયદો જ્યાં બધાંને માટે એક હોય છે, ત્યાં કુદરતી રૂપ-રંગ ઉપસે છે. ઋતુના રંગ તેનું પ્રતીક છે.

મને વિદ્યાર્થીને ઋતુના રંગમાંથી જે જડ્યું છે, તે આ રહ્યું: 'બસ માન ! જ્ઞાન, ધ્યાન અને દાન તને પત્થરનાને પુરુષમય બનાવશે'

(૨)

વૃક્ષ-છાયાની લિપિ વાંચવાના આ બાલ-વિદ્યાર્થીના કોડ–'હે જગદ્-ગુરૂ તું પૂરજે!'

આંખ, અંતર ને આત્મા : ત્રણેય પવિત્ર મંગલ પ્રદેશોને છબતી તેની મુલાયમ રેખા-વાચા કહો ન કહો!-મને મારાથી દૂર દુનિયાના દિલોમાં ખેંચી જાય છે. ને હું પળભર રાજે સર્વમય જીવનનું સુખ અનુભવું છું.

(૩)

'સાથી વિહોણો છું. સફરમાં થાકીશ તો?'

મારી દુનિયાને અંધારે ખૂણે જ્યારે હું એકલો બેઠો હોઉં છું. ત્યારે આવા ખ્યાલનો વજ્રપાત મારે શિરે થાય છે.

'કુમળી મારીને ગોતી લે' વજ્રપાતે મુંઝાઉં તે પહેલાં જ, અગમ્યનો આવો સદેશ મારા અંતર દ્વારે અથડાય છે. ને હું હર્ષભેર નાચવા માંડું છું.

જીવનની અટપટી પળો દરમ્યાન સહુ મુંઝાય; જ્યારે હું તો રહ્યો એક વિદ્યાર્થી, પરમ ગુરુદેવ મારા મગન-મંદિરે બેઠા છે, ત્યાં મને મુઝવણ થાય તેમાં નવાઇ શી?

(૪)

બધા એકજ વાત કરે છે: 'લોહી વહેવરાવીશું'.

લોહીને રેલે જીવનના ડાઘ નહિ ભુંસાય. તે માટે ઐક્યના આનંદમંત્રની જરૂર પડશે, ઇતિહાસ તેની સાક્ષી પૂરે છે.

એકને જોતાં બીજો આત્મા હરખાય નહિ, તેને ભેટવાને ઉત્સુક થાય નહિ, ત્યાં સુધી સાચું ઐક્ય ન જ સ્થપાય.

ભૌતિક પદાર્થો ક્ષણિક છે. તેની પાછળ ઘેલા થઇને ભટકવું તે માનવ કુલનું ભૂષણ નથી. ચિરંતન સ્નેહના સાગરીત બનવાની કાળજુની પોતાની રીત સહુ સમજતા થાય.

(૫)

વાદળો પર વાદળના થર જામ્યા છે, અંધારાં પથરાયાં છે. એક હાથ દૂરની દુનિયાનાં દર્શન પણ માંડ થાય છે. અંતરમાં ફફડાટ છે.

'પરમ પિતા, ગુરુ, પ્રભુ'ના રટને હોઠ ફફડે છે.

મધ્યનિશાનો એક ડંકો હમણાં જ વાગ્યો.

નથી સાથી કે સ્નેહી. એક ટેકરી ઉપર ઊભો-ઊભો અનંતને વાંદવાનો ભાવ ભાવું છું.

—પણ કશું જ વંચાતું નથી.

અંગ વીંધતી હવામાં કંપતો, નિરાશ વદને પાછો ફરું છું, ત્યાં અચાનક એક તેજકિરણ ઝળક્યું. નજર પડે ન પડે તે પહેલાં જ તે અલોપ થયું. તપાસ કરતાં જણાયું કે, તે નાગદેવના મણિનું તેજકિરણ હતું. નાગદેવ પસાર થઈ ગયા હતા. લીસોટો કડીબંધ કાવ્ય જેવો. તાજો જ હતો.

(૬)

વાદળીના થર ને વેશ્યાનાં ઘર. ત્યાં જે જોવા-જાણવા મળે, તે બીજે ક્યાંય ન મળે.

કિન્તુ જોનારામાં કાલિદાસની કલ્પનાદૃષ્ટિ અને કામવિજેતા સ્થૂલિભદ્રના સંયમનું બળ અવશ્ય હોવું જોઈએ. અમસ્તા ત્યાં નજર દોડાવનારને બધું કાળું-કાળું જ નજરે ચડે.

આંખ ઠરે નહિ ત્યાં-અંતરમાં અમી રેલાવે એવાં-અનુપમ તેજ વાદળમાં વિલસે છે!

બારણે જઈને ઊભો કે, જગતના સર્વ ધર્મશાસ્ત્રો ન સમજાવી શકે એવાં વિચિત્ર, પ્રેરક સત્યો, વેશ્યાજીવનની બીજી બાજુએ પ્રત્યક્ષપણે તરતાં વાંચી શકાય.

વાત એક જ છે કે તે નિરખનાર જોઈએ!

(૭)

રાત અંધારી છે! ઓરડાને એક ખૂણે એકલો બેઠો છું. કલમની અણી કપાળે અડાડીને વિચાર કરું છું. આંખો અધખૂલી છે. શ્વાસોચ્છ્વાસનું મંદ સંગીત સંભળાય છે. દરિયાના મોજા જેવું એક મોજું આવે છે. મારા વિચારોની દુનિયાને લીંપીને તે ચાલ્યું જાય છે. ઉરને દરિયે વિચારોનાં વહાણ તરતાં થાય છે. જે પળે, મને જે વિચાર આવે છે, તે પળે અંતરને દરિયે અજવાળાનાં ફૂલ વેરાય છે. વિચાર-વહાણના સુજ તુતક પર અનુપમ તેજે ઝળહળતા કો' ભવ્ય પુરુષનાં મને દર્શન થાય છે.

સરિતામાં તરતા શ્રીફળની જેમ, અંતરને દરિયે નાનાં-મોટાં અનેક વિચારનાં વહાણો આવ-જા કરે છે. કોઈ ઝડપી, કોઈ ધીમું પાકી ખળભળાટ તો રહે જ છે. પોતાની વિશાળ છાતી પર વહાણોને ઝૂલાવતો દરિયો દિન-રાત અમૃતની દુનિયાનો રાસડો ગાતો સંભળાય છે. જહાજોની આવ-જાની નોંધ તેને ચોપડે નથી. કોઈ જહાજને તે પકડી રાખતો નથી. આવતા જતા પ્રત્યેકને તે સનાતન સ્નેહ-સંગીત સંભળાવે છે.

ઉરને દરિયે દિન-રાત વિચાર-વહાણોની આવ-જા ભલે રહેતી! તું સનાતન સ્નેહનું સંગીત લલકારે જજે!

દુનિયાને દરિયે નાના-મોટા જીવોની આવ-જા ચાલુ છે. 'ઉભા રહો ક્યાં જાઓ છો?' ની અર્થશૂન્ય ધમકીથી તે કોઈને ય ડરાવતો નથી. જો ડરાવવાનો પ્રયાસ કરે, તો તેનો જ જીવનમાર્ગ રૂંધાઈ જાય.

વાદળ વિહોણું નિઃસીમ આકાશ, જહાજ વિનાનો અફાટ ઉદધી કે વિચાર-તરંગ વિહોણું અનંત માનવજીવન-! કો' ધન્ય પળે જ નિરખવા મળે.

ઉરને દરિયે દિવાલો શી ને દરવાજા શા! આવે તે ભલે આવે. જાય તેને જવા દો! રોકટોક કરવા જતાં પાણીનાં ઝેર થશે, આંખની આરસી ઉપર 'મારા-તારા' ની આછી અભ્રછાયા પથરાઈ જશે!

વહાણોની આવ-જા સાગરની સપાટી પર ખળભળાટ મચાવે, ખળભળાટથી સાગરનું હૈયું કદી ન ખળભળે.

અતાગ ઉરનો દરિયો, નિઃસીમમાં રમતો રહે!

(૮)

હવાનો હોઠ પર તરતો મૂક ધ્વની, ઊંડે – અતિ ઊંડે – એક શબ્દ જગવે છે. –'જાગ' કોણ કોને જગવે છે તે સમજાતું નથી!

પવનની ફૂંક દીવો ઠારે. એજ ફૂંક દિલના દીવા સમારે. ઠારવું ને સમારવું – તો ઠારવું શાને? જો ઠારવું તો સમારવું શાને?

માથે હાથ ફેરવીને જગાડીએ છે જેને, તેને જ માથે હાથ ફેરવીને સુવાડીએ છીએ આપણે! નિયમ એ વિચિત્ર લાગે છે. છતાં એ એની પીંછી વડે ચીતરાયેલો છે, જેણે સુરજમાં આગ અને ચંદ્રમાં અમૃત ચીતર્યાં છે.

હવાનો અભિનય, માનવીમાં તાલબધ્ધ ગતિમયતા - અવતારવા કાજે છે. અભિનયની પાર એના જીવનની શાશ્વત શાંતિ છે.

એ શાંતિનો શાન્ત બોલ, એના હોઠ પરે દિન રાત રમે છે.

(૯)

સુવર્ણની કિંમત ઊંચી અંકાઈ છે, માટે દુનિયા તેને ચાહે છે. જો આજે સોનું રૂપિયે શેર વેચાય ને લોઢાનો ભાવ બે રૂપિયે શેરનો થાય; તો દુનિયા સોનાની જેમ લોઢાનાં અલંકારો ઘડાવવા માંડે.

સોનાની કિંમત અંકાય. રેતીના એક કણની ય કિંમત કોઈ ન આંકે —આંકવાની પરવા ન કરે! સુવર્ણ એ સાચું સુવર્ણ નથી માટે જ દુનિયા તેનાં મૂલ્ય મૂલવી શકે છે; માટી એ માટી છે ને તેનાં મૂલ્ય મૂલવાતાં નથી. સત્ય એ સત્ય જ રહે, તેની કિંમત ન જ આંકી શકાય.

જેની કિંમત ન જ અંકાય તે મને ગમે; કિંમત લક્ષ્મીની આંખ બને છે.

જે મીઠી ઊંઘ માટીને ખોળે મળે; સોના—ચાંદીના ઢગલા તે ન આપી શકે.

રેતના રજતવર્ણા કણે — કણે માર્દવતા અને સહનશીલતાના અણમોલ મંત્રો ગૂંજે છે. સોના — ચાંદીના કણોના જીવનમોલ દુનિયાના કહેવાતા ધનપતિ -ઓ સાંભળતા હોય તો ભલે!

ઋતુઓની સુગંધ મને માટીમાંથી મળે છે. જ્યારે સોના - ચાંદીનો ચળકાટ આત્મન્ - મણીના નૂરને હસે છે.

## (૧૦)

કાયાનું જેનું બંધારણ કલામય અને સુદૃઢ હોય, માનસિક વલણ વિશ્વની આંતરિક વ્યવસ્થાને જીવન્ત રાખનારા પવિત્ર વિચારો અને વર્તનની તરફદારી કરતું હોય, આંતરિક વલણ પરમપદના આનંદની મનોહર, શાન્ત કલ્પનાને આવકારદાથી લેખતું હોય; એવાં સ્ત્રી - પુરુષોનો જ્યાં નિવાસ હોય, ત્યાં સદા દિપોત્સવી જ ઉજવાય.

## (૧૧)

હાલા - લીલા જંગલમાં ફરતાં મેં કળાયલો એક મોર જોયો.

મોરને જોતાંવેંત હું નાચવા માંડ્યો. એને એની કળામાં સંપૂર્ણતાએ પહોંચેલો જોઈને, મારા હૈયાનાં બીડાયલાં દ્વાર પણ તે જ પળે ઉઘડી ગયાં.

મયૂરે જ્યાં સુધી કળા ન સંકેલી ત્યાં સુધી ઉઘડેલાં અંતરદ્વારની માખણ - મુલાયમ દિવાલ પર મેં એની પચરંગી કલાના તેજ નીતરતો ઊંડો લેખ કોતર્યા કર્યો.

## (૧૨)

જેના શ્વાસોચ્છ્વાસમાંથી આકાર પામે સુંદરતાના સ્વસ્તિકો તે સુંદરી.

જેને લીધે જગત જીવવા જેવું લાગે, તે સુંદરતા.

સુંદરતાનો વજ્રસ્થંભ છે શીલ!

# શ્રી કેશરીયાજી દિન.

## સમસ્ત ભારત વર્ષના જૈન સંઘનું કર્તવ્ય.

વિ. સં. ૨૦૦૪ના ચૈત્ર સુદ પુનમને તા. ૨૩-૪-૪૮ના દિવસે શ્રી તીર્થરક્ષાને માટે નીચે લખ્યા મુજબ પ્રત્યેક વ્યક્તિનું પરમ કર્તવ્ય બની રહેશે.

(૧) આયંબીલ અથવા ઉપવાસની તપશ્ચર્યા.

(૨) પૂજા, જપ, કાર્યોત્સર્ગ આદિ શુભ ધ્યાન.

(૩) જાહેર સભા ભરીને ઉદયપુરના મહારાણાશ્રીને તેમજ મેવાડ ગવર્નમેન્ટને તારથી ઠરાવ વિગેરે મોકલવા. તીર્થરક્ષાને માટે સખત આંદોલનો જગવવાં.

(૪) તીર્થરક્ષાને માટે સારૂં ફંડ એકઠું કરીને નીચે લખ્યા મુજબ ઠેકાણે મોકલવું.

લી. શ્રી કેશરીયાજી તીર્થ કમિટી,
માલદાસજી સ્ટ્રીટ, જૈન ઉપાશ્રય, ઉદયપુર. (મેવાડ).

* * * * * *

મેવાડ પ્રાન્તમાં આવેલ ગામ ધુલેવ (શ્રી કેસરીઆજી)માં આવેલા શ્રી ઋષભદેવજીના મંદિરમાં સુંદર વ્યવસ્થા જળવાય એ હેતુસર સંવત ૧૯૧૬ માં મહારાણાશ્રી સરૂપસિંહજીએ ખ્યાલપૂર્વક અમુક કલમો નક્કી કરેલી કે જેથી ત્યાં જનારા યાત્રાળુઓને વાંધો ન આવે, મંદિરની આવક પવિત્ર ધાર્મિક કાર્યોમાં જ વપરાય, પણ પાછળથી તેમાં ભંડારીઓ તેમજ ખેમરાજ વિગેરેની અવળી ચાલથી ફેરફાર થઈ ગયો ને ધીમે ધીમે મંદીરની આવક ગેરમાર્ગે જવા માંડી, તેમજ મંદિરમાં આશાતના પણ થવા માંડી. આશાતના અને અવ્યવસ્થાને ટાળવા માટે ખૂદ મહારાણાજી હસ્તક ૧૯૩૪ માં નવી વ્યવસ્થા થયેલી. અને તે મુજબ શ્રી કેસરીયાજી તીર્થનો વહીવટ પાંચ ઓસવાલ ભાઈઓને સોંપવામાં આવેલો.

આજે તે વ્યવસ્થા પણ તૂટી રહી છે. જૈનોના પવિત્ર હક્કો પર તરાપ પડી રહી છે. મંદિરમાં ને આસપાસ પંડ્યાઓનું જોર વધી રહ્યું છે. મંદિરમાં થતી આશાતનાનો પાર નથી, આવકનો અપવ્યય કરવાની વાતો સંભળાય છે.

જૈનોના પવિત્ર તીર્થની આ રીતે થતી દુર્દશા જોઈને માંગરોલવાસી પવિત્ર આર્યા જ્યલક્ષ્મીબહેને ઉદયપુરના મહારાણાજીને તા. ૫-૪-૪૮ને દિવસે જે

## શ્રી કેસરીયાજી નાથજી.

ઉપવાસ પ્રતિજ્ઞાપત્ર. ધુલેવ, તા. ૫-૪-૪૮

નેક નામદાર પ્રતાપકુલદીપક સૂર્યવંશી મહારાણા સાહેબ
શ્રી ભૂપાલસિંહજી મહારાણા સાહેબ,
શ્રી ઉદયપુર.

હું નીચે સહી કરનાર માંગરોલનિવાસી જવલબાઈ આપને નીચે મુજબ વિજ્ઞપ્તિ કરૂં છું કે, શ્રી. કેસરીઆજી તીર્થ અંગે છાપાઓમાં ઘણી વાતો આશાતનાની સંભળાતી હતી, અને મારા અંતરાત્માના અવાજથી હું મારા ભાઇ સાથે અત્રે તા. ૪ ૪-૪૮ થી આવી. અહીંની આશાતનાઓ, ગેરવ્યવસ્થા અને ગેરવહીવટ દેખી, મારા આત્માને ઘણું દુઃખ થયું. તપાસ કરતાં આ બધાનું કારણ જૈન ધર્મના અજાણ કાર્યકર્તા, અમલદાર વર્ગ તથા પંડયાઓની આપખુદીથી હમણાં થોડાંક વર્ષોથી અવ્યવસ્થા વધી રહેલ છે, તથા યાત્રાળુઓની સંખ્યા પણ ઘટી ગઈ છે.

આ અવ્યવસ્થા ટાળી, હિંદુસ્તાનના સકલ શ્રી. જૈન સંઘને વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે

(૧) સંવત ૧૯૩૪માં સ્ટેટ તરફથી જાહેરાત થયા મુજબ કમિટી હસ્તક સંપૂર્ણ વહીવટ, વ્યવસ્થા પૂરી સત્તાથી સોંપવામાં આવે, યા તો

(૨) આ તીર્થનો વહીવટ જે સમાજ તરફથી સ્ટેટની પાસે આવેલ છે તે સમાજને પાછો સોંપી દેવાય.

તો જ શાંતિ થાય. તેથી મારા આત્માના અવાજથી મને એ વિચાર સ્ફુરેલ છે, કે, આપ નામદારને અરજ કરવી કે સંવત ૧૯૩૪ ૩૫ ની સ્ટેટ જાહેરાત મુજબની કમિટી હસ્તક સંપૂર્ણ સત્તા સાથે વહીવટ, વ્યવસ્થા સં. ૨૦૦૪ (હિંદી) ૨૦૦૫ ના ચૈત્ર સુદ બીજ તા. ૧૧-૪-૪૮ સુધી સોંપાવી જોઇએ, તેમ ન થાય તો ચૈત્ર સુદ ત્રીજ તા. ૧૨-૪-૪૭ થી આ બાબતની પ્રતિજ્ઞા પૂર્ણ થતાં સુધી મારે ઉપવાસ કરવા.

(સહી) જવલબહેન માંગરોલવાળા.

દા અત્રે બે દિવસ રોકાઇ ઉદયપુર આવવા વિચાર છે, માટે આ પત્રનો જવાબ મને નીચેના સરનામે મળવો જોઇએ.

—જવલબહેન માંગરોલવાળા,
હાથીપોળ જૈન ધર્મશાળા, ઉદયપુર.

[ પોતાના પવિત્ર હકક મેળવવા પ્રભુ શ્રી વીરના વીરાંગનાઓ

સર્વત્ર મધુર શાંતિ હતી. પવન મંદ–મંદ વાતો હતો. પ્રભાતની સુરમ્યના નવજીવનની માધુરી વહાવી રહી હતી.

ઘરના એક ખુણે બેઠો બેઠો હું પૂર્વાકાશમાં રંગબેરંગી સાથિયા પૂરતી ઉષાદેવીના દર્શને મુગ્ધતા અનુભવી રહ્યો હતો. મારા જીવનપુષ્પને અવનવા મધુર ભાવો વડે મહેકતું રાખવાનો પાઠ તેમાંથી લઇ રહ્યો હતો. ઉષાના અલબેલા ક્ષણિક જીવનમાં મને જીવનની સુખદ પળોની ક્ષણિકતાનું ભાન થતું હતું. કર્ત્તવ્યમાં પરિણમતી મહોચ્ચ ભાવના અંતે ઉષાના ઘુંઘટમાંથી તેજસ્વી સુર્યને પ્રગટાવે છે તેમ મહોચ્ચ ભાવનાશાળી પુરૂષનું જીવન પણ ઉષાની જેમ અલોપ થતાં–એની ભાવનાના ભાનુને જન્માવી એને અજરામર કરે છે, એમ હું વિચારી રહ્યો હતો.

તેવામાં એક પરિચિત અવાજે મારી સાધનામાં ભંગ પાડ્યો. 'ભાઇ' શું કરી રહ્યા છો ? દુઃખી દિલે હું બોલ્યોઃ ' બહેન, મને તમારા આગમનની ખબર હતી. પણ તે આટલી ઝડપી નહિ. '

' આવો, બેસો, આ ચટાઈ પર. '

બહેનને મારૂં સાદું જીવન પ્રિય લાગતું હતું. તે મારા કાકાશ્રીનાં પુત્રી હતાં. પુષ્પા તેમનું નામ, તેમનું જીવન પુષ્પ જેટલું જ વિશુધ્ધ છતાંયે સંસારમાં તે એકલાં હતાં. સળગતી આગમાં સપડાયેલી મધુરકંઠી કોકીલા સમી તેમની સ્થિતિ હતી, કિન્તુ ધૈર્ય અને સંયમપૂર્વક તેમણે સયોગોને સ્વાધીન બનાવ્યા હતા.

' પુષ્પા, બહેન, કહો શું વિચારમાં છો ? '

' વિચાર ? ગુણીયલ બન્ધુ,–મારો વિચાર કોઈ જુદા જ પ્રકારનો છે. હું જન્મે જૈન છું અને મારા આચારવિચારમાં પણ જૈનત્વનું તેજ ઝળકાવવા માગું છું, પણ મારા આ બાલવૈધવ્યને માટે હું કોને જવાબદાર ગણું ? હું બાલ-વિધવા શા માટે કહેવાઉં ? સંસાર સંસ્કાર પામવાનું એક ક્ષેત્ર. તેની સંસ્કાર સુવાસને પારખવાની શકિત પામ્યા પહેલાં જીવન-પુષ્પ ચીમળાય એ હું કઈ રીતે સહન કરૂં ? આદર્શ માતા બનવા પહેલાં, અભાગિની બનવાનું કલંક હું મારા કપાળે કઇ રીતે ચોંટવા દઉં ? શું મારા જીવનની તમામ મધુરી આશાઓ આજે મારા વૈધવ્યની આગમાં શેકાઇ જશે ? હું નષ્ટપ્રાયઃ થઈ જઇશ. શું આ જગતમાં મારા બચાવનો કોઈ ઉપાય નથી ? મારી શકિતનો ઉપયોગ કરવાનું કોઈ ક્ષેત્ર નથી ?'

' બહેન ! ગુણના સમુદ્રમાં પણ વિષ છૂપાયલું હોય છે તે મેં આજે જ

આજે જ સાચી સમજણી. કર્મનો સિદ્ધાંત શું તમો વિસરી ગયાં ? પૂર્વજન્મનાં કર્મો આપણને આ ભવે કેમ ન સંતાપે ? કેવળ સુખમાં જ જગતની પ્રગતિ છે. એમ તમે કઈ રીતે માનો છો ?, વૈધવ્ય એ કેવળ સંતાપનું જ કારણ છે, એમ તમે કઈ રીતે સાબિત કરી શકો છો ?

'ત્યારે બતાવો, મને મારી જીવનનાવને હંકારવાનો માર્ગ ? સંસારસાગરના કયા પ્રવાહમાં થઈને હું સામે પાર જઈ શકું તે સમજાવો મને આજે.'

'સ્વીકાર કરો સંયમનો' મેં હસતાં હસતાં કહ્યું 'અને પવિત્ર બની અજવાળો આત્માને.'

'અને મારા માતૃત્વપદની શી દશા ?'

'એટલે તમે ભાવિભાવને મિથ્યા કરી તમારા ક્ષણિક વૈભવને સારૂ જગતના નિયત નીતિતંત્રનાં પરિવર્તન કરાવવા માગો છો ?'

'પણ જણાવો મને, કે મારા વૈધવ્યને માટે હું કઈ રીતે જવાબદાર લેખાઉં ? મારા પિતા ગુજરી જતાં ઉદાર ભાઈએ મને એક ડોસાને ગળે વળગાડી દીધી. લગ્નના છ માસ વીતતાં પહેલાં ડોસાનું જીવન નષ્ટ થઈ ગયું; જ્યારે મારું જીવન ખીલી રહ્યું હતું.

કહો-ખીલતાં પહેલાં હું કરમાવાની હોંસ કઈ રીતે રાખી શકું ? સંયોગ પહેલાં હું વિયોગની કલ્પના કઈ રીતે કરી શકું ? જન્મ્યાં પહેલાં આજીવન ઉપવાસી રહેનાર, એક પુરુષ યા સ્ત્રીનો તો મને દાખલો દ્યો કે જેને અનુસરી હું પણ સંતોષ પામું ?'

હું ગભરાયો, સણસણતાં શબ્દબાણને ઝીલવા. મારી વિચારઢાલ અશક્ત બની ગઈ. છેવટ મેં ટુંકાણમાં પતાવવાનો વિચાર કરીને કહ્યું; 'બહેન, સંતોષ એ જ પરમ તત્વ છે. તેમાં સંયોગ અને વિયોગ, સુખ અને દુઃખ, ક્ષુધા અને તૃપ્તિ સર્વે સમાઈ જાય છે. તમે તમારામાં સંતોષ ખીલવો. નાની સરિતાને બદલે પુનિત જાહ્નવીનું સ્વરૂપ ધારણ કરો; ઊછળતાં મોજાંઓને મધ્યસ્થ ભાવે નીરખ્યા કરો, ત્યાં જ તમને જગતની ભરતીઓટનો સ્પષ્ટ ખ્યાલ આવી જશે. અરે ! સુખ દુઃખ એ જ તમારે આશ્રયે રહી તમને પરમ પ્રભાવિક બનાવશે'

'પામ્યાં પહેલાંનો સંતોષ કઈ જાતનો ?'

'ત્યાં જ ખરી ખુબી છે, બહેન ! જગતની પરિવર્તનશીલ પ્રકૃતિની વર્ષારૂપે વર્ષતું જળ, જમીન પર પડતાંની સાથે જ, સૂર્યના પ્રચંડ આતપથી શોષાઈ જાય છે. શું એ શોષાતા જળને સાગરમાં ભળવાની ઉલટ નહિ હોય?

# भगवान महावीर

ईर्षा और द्वेष रुपी विष की भयंकर आगमें धकधक जलते हुवे, संसार में. प्रेम और सत्यका शीतल और सुखद जल घर्षाने के लिये ई०. सन् पहिले ५९८ में भारत वर्ष के उत्तर पूर्व में रहे हुवे क्षत्रीय कुंड ग्राम में, श्री महावीर प्रभुने जन्म लिया।

उन्हीं परम पुनित महा पुरुष के जन्म कल्याणक के दिन ईस मंगल मासिक का नये रुपमें जन्म होता है, यह खयाल करते हुवे मुझे हर्ष होता है कि हर्ष की ध्वनी (वाचा) प्रगट करुं. न करुं, ईने में तो विषाद की श्याम घटा मेरे मुख पर छा जाती है।

हर्ष इस बात से होता है कि मासिक का अंतर्निनाद यो युग प्रवर्तक के जीवनसूर को यथामति अपना कर जगत् के व सूरे जीवन में, संगीत मयता प्रगट करेगा। किन्तु जनसमुदाय के अस्थिर और ध्येय रहित विशाल जीवनप्रवाह तरफ द्दष्टिपात करता हुं, तब वहां प्रवर्तते हुवे अंधकारमय वायुमंडल की छाया मेरे पर गिरती है तो सच मुच हर्षमय मेरे भावभावों को नष्ट करने के लिये खुब ही तूफान मचाता हैं और इसीसे मेरे वदन पर विषाद की छाया छा जाती है।

इस जगत रुपी फलक (पाटिये) पर एक द्दष्टि डालो ? और वहां पर आप जो देखते हैं उसका तुलनात्मक द्दष्टीसें अभ्यास करो; और बाद में एक निश्चित विचार पर आना चाहिये कि अमूल्य ऐसा मानवजीवन वैर रुपी जहर के वृक्षों को परवरिश करने को प्राप्त किया है, या अमर मार्ग की यात्रा में सहायक बने, ऐसे सारभूत तत्वों की खोज करने के लिये प्राप्त हुवा है !

अमर प्रभु महावीर के जीवन का यह अमर बोल था, कि जीवन सबको प्यारा है, मन वचन और कायासे किसी को न जलाओ, परमपद की उत्कृष्ट चाहना में जीवन को वहन करने

वाला क्षण क्षणमें मौतको दूर हटा कर शिवधाम के प्रति बढता जाता है; और जो मानवी अपने जीवन के खातिर छोटे बडे जीवों को प्राण रहित करता है, वो क्षण क्षणमें नीचे ( नरक में ) उतरता जाता है।

प्रभु महावीर का अमर आप्त बोल को जो अपना शाश्वत जीवन मंत्र बना रहे, और अपन सब उस मंत्र की पवित्रता पूर्वक उपासना करें, तो भयानक अंधकारमय मानवजीवन भी सत्य से प्रकाशित महामनोहर सूर्य के दर्शन में चमक उठता है।

मानव जीवन की वास्तविक मोज वही ले सकता है कि जिस के अन्तर गगन में सत्यका सूर्य आठों पहर चमकता हो अहिंसा की शाश्वत गंगा जिनके पवित्र चरण कमल को प्रक्षालन करके बहती हो जिनके नेत्रों में संयम का तेज झलकता हो, पग पग पर जिन को यतनाधर्मका उद्घोष सुनने में आता हो, और जो कमसे कम परिग्रहपूर्वक अन्य मानव बन्धुओं की सेवाका पुनित अधिकारी बनता हो।

अंधकार में रखडते हुवे मानव समाज को दिव्य आत्मज्योति द्वारा भगवान महावीर ने सत्यके दर्शन कराये और उन्नत मानवजीवन की स्पष्ट राह दिखाई। उसी सत्य के शुभ प्रकाश द्वारा हर एक पुरुष या स्त्री आदर्श मानव जीवन के दृष्टांत रूप अपना जीवन बना सक्ता है।

संसार है परन्तु वो उसमें फंस रहने के लिये नहीं है, छोटे या बडे, सभी के कल्याण की चाहना रखते रखते आगे को कदम बढाते रहें, वोही संसारी जनोंको सच्चे अर्थ में लाभदाई बनता है लेकिन दुनियां में ही लीन रहने वाले व्यक्ति कभी मुक्ति मिनारे पर चमकते हुवे अखंड प्रदीप के प्रकाशको देख नहीं सके, और उस शिखर पर नहीं पहुँच सके।

महावीर भी जन्मे तो संसार में ही थे, परन्तु उन्होंने अपने जीवन को ऐसा सुंदर बनाया था कि जो कोई उनके समीप (नजीक) गया, उसने वहां से कुछ न कुछ अवश्य प्राप्त ही किया, कदाचित प्राप्त करनेवाला गुम भी देता है, परन्तु प्राप्त करने वाले को ऐसा भय नहीं रखना चाहिये ( भय नहीं होता है )।

जिन को सात वर्ष जैसी बाल्यावस्थामें देव पति इन्द्रने 'महावीर' ऐसा तेज प्रताप वाला बिरुद दिया होगा, उस विभूति का जीवन तेज कितना गहन होगा वो समझमें आ सके वैसाही है।

सच्चा महावीरत्व प्रकट करनेका श्रेष्ठ त्याग मार्ग प्रभुने भारत वर्षकी तमाम प्रजाको पद्धति पूर्वक समझाया हैं, उसका पूर्ण ख्याल करते हुये मालुम होता हैं कि पूर्व में जो त्याग निश्चित हुवा है वो यदि पश्चिम में निश्चित होवे तो?

बस फिर तो द्वार द्वार पर सच्चे महावीरत्व को प्रकाशित करने की सात्विक स्पर्द्धाओं की शुरुआत हो जाय और जीवन धनके समान दिखते हुवे साधन भी बहोत छोटे हो जाते हैं और परम धामको पहुंचने के लिये सब कोई अच्छी तरह से तप जप ज्ञान दान आदि का आरंभ करें।

अपने को प्रभु महावीर के सच्चे अनुयायी समझने वाले यह एक जरुरी बात कभी न भूलें कि प्रभुने किसी भी समय में परिग्रह की विपुलता पर जोर न देकर जैसे बने वैसे कमति बजन द्वारा अपनी प्रवृति तरफ आदर करने को फरमाया है जो कोई उनके फरमान का लोप करेगा, उसका जीवन जगत के हित में नहीं जैसा भी उपयोगी नहीं होता है और ऐसे जीवन से मतलब भी क्या है कि जो किसी के हितकार्य में न आवे?

महावीरत्वको प्रकाशित करनेका उत्तम मार्ग सभी को मानवता पूर्वक जीवन जीने देना उसीमें रहा हुवा है नहीं कि किसीका भी मानव तरीके के हकों को छीनलेने में?

—तंत्री.

# मैं क्या गाऊं ?

श्री. शेषमल सोरडिया

झंकृत हैं ये सभी साज पर मैं क्या गाऊँ !
उर में है आह्लाद् कहाँ जो कविता गाऊँ ?

किसे सहानुभूति – कौन है सुनने वाला ?
ताल – लयों पर तन्मय ग्रीवा धुननेवाला !
'एक बार फिर' – मुस्का करके कौन कहेगा !
ना – २, ना गाऊंगा, गान अपूर्ण रहेगा।
श्रेयस्कर है दूर कहीं जग नया बसाऊँ।
उर में है आह्लाद कहाँ जो कविता गाऊँ ?

उर में शत–२ पीडाओं के तीव्र दंश हैं।
दृग – पलकों पर भग्न हृदय के अश्रु–अंश हैं।
विश्व गा रहा, पर इससे क्या मैं हँस दूँगा ?
विश्व हँसेगा-इसी लिये क्या मैं गा दूँगा !
उर रोता है मेरा फिर मैं क्यों कर गाऊँ ?
उर में आह्लाद कहां जो कविता गाऊँ ?

या फिर विस्मय हो वैभव से दास बनूँ मैं–
शोषक वैभव का अनुचर बन पालक लूँ मैं ?
न, इस गान से तो यह रोना ही मृदुतर है।
स-स्वाभिमान मेरा रोना भी गान अमर है !
वाद्य रुदन की राग अलापें तो ही गाऊँ।
उर में है आह्लाद कहाँ जो कविता गाऊँ ?

उर इच्छित है एकाकी जी भर रोने का
तीव्र ताप प्राणों में मम गायक होने का
मान जाँय सङ्केत वाद्य यदि मिल कर मेरा
हो उठे एक स्वर ध्वनित वेदना-स-र-ग-म मेरा
मूक-२ फिर मैं गाऊँ मैं ही सुन पाऊँ।
उर में आह्लाद कहाँ जो कविता गाऊँ ?

तपका उत्कृष्ट प्रकारः—

# आयंबिल

लेखक : श्री. मफतलाल संघवी

'आयंबिल' यह एक जैन पारिभाषिक शब्द है जिसका उद्देश्य इंद्रियदमन करना है। इसका सरल अर्थ-" दिनभर में केवल एक वक्त नीरस भोजन लेना' है। आरोग्यशास्त्र संबंधी अनेक प्रश्न जिस तरह धर्मशास्त्रों में सम्मिलित कर दिये गये हैं वैसे ही आयंबिल को भी धार्मिक व्रत का रूप दे दिया गया है। यह व्रत शरीर को स्वस्थ रखने में जितनी महत्ता रखता है उतनी महत्ता आयुर्वेद में शायद ही किसी औषधी की होगी। शरीर के हरतरह के चर्मरोगों पर इसका जादू सा असर होता है। आयंबिल करनेवाले को दूध, दही घी गुड शकर, तेल व खटाई तथा अन्य इन्द्रियोत्तेजक पदार्थों के त्याग के साथ पीने के लिये उष्ण जल का उपयोग करना आवश्यक होता है। क्या रसहीन पदार्थों के सेवन से शरीर का किसी तरह लाभ हो सकता है? हां, वस्तु की रस हीनता ही मनुष्य को इन्द्रियों के दमन करने में अत्यन्त सहायक मानी गई है। और पुष्ट भोजन के अभाव से उन्मत्त इंद्रियां स्वयं शान्त हो कर अपने को स्वाधीन कर देती हैं जिससे मनुष्य को स्वयं के आत्मा की प्रभुता का बोध होने लगता है। यद्यपि यह व्रत पहिले तो कुछ कठिन प्रतीत होता है किन्तु एक दो बार इसका प्रयोग करने पर इसका आनंददायक असर प्रकट हो जावेगा और यह प्रिय लगने लगता है। कुष्ट के लिये इस व्रत का सेवन आयुर्वेद में अद्वितीय है। अभी तक दूसरी औषधी इसका स्थान नहीं ले सकी है। एक, दो या तीन आयंबिल करने से ही अनेक कुष्टियों ने इससे लाभ उठाया है। प्रायः आंख के भी बहुत से रोग इससे दूर होते हैं।

जैन धर्म में प्रतिवर्ष चैत्र तथा आश्विन के शुक्ल पक्ष की सप्तमी से पूर्णिमा तक यानें नव दिन तक लगातार आयंबिल करने

का विधान है। इस समय में बहुत से व्यक्ति एक ही प्रकार के अन्न पर रहकर इस व्रत को पूर्ण कर के स्वयं के संचित कर्मों का नाश करते हैं। आयंबिल स्वयं अपनी गरमी से शारीरिक रोगों को दूर कर मनुष्य में स्फूर्ति पैदा करता है और मनुष्य बुरे विचारों से दूर होकर अपनी आत्मा के स्वरूप को, आयंबिल के सहारे जानने का प्रयत्न करता है। जिससे भविष्य का मार्ग स्पष्ट सा प्रतीत हो जाता है।

चैत्र और आश्विन जैसे महिनों में ही इस व्रत का विधान एक सूक्ष्म वैज्ञानिक तथ्य रखता है और वह यह कि इन दिनों गर्मी विशेष गिरती है। अतः आयंबिल करनेवाला रोगी व्रत और समय की गरमी से दिनभर तपकर रात्रि में पूर्ण चंद्र की शीतल चंद्रिका की अमृतमयी किरणों से स्नान कर स्वयं सर्व रोगों से शीघ्र मुक्त होता है और तपस्या के प्रभाव को शरीर के साथ हृदय भी पहचान कर अत्यंत प्रसन्न होता है। यही महत्ता इस व्रत के समय निर्धारण की सूचक है।

प्रायः इस व्रत की गणना कठिन व्रतों में की जाती है क्योंकि इसमें तरह तरह के खाद्य और पेय पदार्थों का त्याग कर रसहीन वस्तुओंका सेवन करना पड़ता है अतः इसके लिये हृदय को जरा उदार बनाकर संयमशील होना जरूरी है जिससे स्थूल रस नष्ट होकर आत्मा में अप्रकट रूप से अंतर रसों का स्रोत बहाने लगते हैं।

आयंबिल को आत्मा के आनंद की कसौटी भी कह सकते हैं क्योंकि जितना प्राणी का बाह्य वस्तुओं के प्रति उदासीनता भाव बढ़ेगा और आंतरवृत्तियों की तरफ मन का झुकाव होगा उतना ही उल्लास प्रतीत होता है। फिर इस व्रत की सचाई भी विश्वसनीय हो जाती है।

यद्यपि हरतरह के व्रत से शरीर को तो कष्ट होता है और वह नीरोग भी होता है किन्तु आत्मा की शुद्धि व्रत से हो जावेगी ऐसा निश्चित नहीं है। योगी क्रोध करते हुए भी स्वयं को उसके प्रभाव से दूर रखने में समर्थ होते हैं अतः तप से जैसे-२ शरीर क्षीण होता है वैसे-२ आत्मा को उन्नत होना अत्यंत आवश्यक है।

हम जो कुछ भोजन करते हैं उसका पाचन होने के बाद विकारूप जो पदार्थ शरीर में एकत्र होता है उसे दूर करने के लिये एक महिने में एक या दो आयंबिल करना प्रत्येक का कर्तव्य है। जिस से शरीर स्वच्छ होकर हलका होता है, मन प्रसन्न होता है, कार्यशक्ति में स्फूर्ति पैदा होती है-इस प्रकार स्वयं व दूसरों की सहायता करके मनुष्य कल्याण के मार्ग में प्रवेश करता है।

यह मत आयंबिल की ओली के नाम से प्रसिद्ध है। ओली के समय नव आयंबिल करने का विधान है और इस समय में नमस्कार महामंत्र के नवपदों का स्मरण करना प्रत्येक का कर्तव्य है। चैत्र और आश्विन की ये ओली 'नवपद की ओली' भी कही जाती हैं। और नमस्कार महामंत्र आयंबिल में स्मरण करने से आत्मा की शुद्धि में सहायता प्रदान करके अंतर को ओजस्वी तथा प्रसन्न बनाता है। और चित्त की एकाग्रता की तरफ वृत्ति बढाता है।

नमस्कार महामंत्र की साधना ही आयंबिल का लक्ष्य है। प्रत्येक व्यक्ति इस मंत्र से स्वयं की रक्षा करना चाहता है और बिना महामंत्र रूपी छत्र के आयंबिल की कीमत न कुछ सी ही है। क्योंकि यह मंत्र आत्म-मंत्र है और सांसारिक अन्य कार्यों से मन को दूर करता है तथा आयंबिल शरीर को स्वस्थ रखता है। अतः महामंत्र और आयंबिल का एक साथ प्रयोग करना ही मनुष्य को लाभदायक है। बिना एक दूसरे के संबंध के सिद्धि असंभव है। अतः इनका परस्पर अविनाभावी संबंध होने से महामंत्र आत्माको सांसारिक बंधनो से खींच कर जितना दूर लेजाता है आयंबिल भी मनुष्य को नीरोग रखकर संसार में रहते हुए भी उतना सफलता में सहायता देता है।

आयंबिल का ज्यादा प्रभाव मानसिक होता है और जो मन संबंधी रोगों से ग्रस्त होता है उन्हें दूर करने में इसका प्रयोग करना आवश्यक होता है। आयंबिल करनेवाले व्यक्ति स्व-पर भेदभाव को भूलकर आत्मप्रभुता प्राप्त कर संसार में शान्ति व

विश्व प्रेम स्थापित करने में सफल हुवे हैं। व भयंकर रोगों से पीडित मनुष्यों को आयंबिल के आत्ममंत्र से शान्ति प्राप्त हो चुकी है।

आयंबिल यह आत्मा के रोगों की अमोघ औषधी है। कोई भी विचारक यह स्वीकार नहीं करेगा को आत्मा को रोग कैसे सता सकते हैं। किन्तु, काम, क्रोध, लोभ, मोह, मद, मात्सर्यादि दोष युक्त आत्मा रोगी नहीं तो क्या कहा जावेगा? सूर्य की किरणें पृथ्वी पर फैलकर जैसे वातावरण को स्वच्छ करती हैं ऐसे ही आयंबील का प्रभाव शरीर के द्वारा आत्मा पर गिरता है और उसे इन रोगों से मुक्त करता है। हजारों रुपया खर्च कर के आज जैनी लोग आयंबिल शालाएं चलाते हैं जहां पर किसी भी व्यक्ति को बिना खर्च आयंबिल करने की सुविधा होती है। जैनियों के घर में आयंबिल होना अत्यंत आवश्यक है। जिस गांव में ५-२५ घर यदि हों तो वहां पर क्रम से प्रतिदिन एक आयंबिल किसी भी घर में होना चाहिये। आयंबिल शालाओं से अनेक असहाय और दुःखी भाईयों को सहायता मिलती है। जिस घर पर आयंबिल का प्रयोग नमस्कार महामंत्र के साथ नित्य होता है वह घर हमेशा सुखी तथा दैवी विपत्तियों से दूर रहते हुए संसार में प्रतिष्ठा प्राप्त करता है।

जैनधर्म की ज्योति को प्रकाशित रखने के लिये प्रत्येक का अपने गृहमंदिर में आयंबिलरूपी दीपक को मंद नहीं होने देना चाहिये। जिससे अनेक भेदों में विभाजित जैन समाज एक दिन अवश्य इन भेदों से दूर होकर अपने सच्चे स्वरूप को पहचान कर के जैन सिद्धान्तों के अनुसार संसार में विश्वप्रेम व शक्ति स्थापित करने में समर्थ हो सकेगा।

आयंबिल शाला चलानेवाले व्यक्ति भी स्वयं आयंबिल करने वाले से किसी तरह कम पुण्य के भागी नहीं होते हैं। अनेक व्यक्ति उसके संपर्क में आकर स्वयं का कल्याण करते हुए उस व्यक्तियों को कृतकृत्य समझते हैं। वे किसी का अहित नहीं चाहते। जिससे आत्माका सामर्थ्य बढता है और विचार बल की वृद्धि होती है।

इस जमाने की मँहगाई से राहत पाने के उद्देश्य से यदि कोई इस व्रत को करने के लिये प्रवृत्त होगा तो बजाय वह लाभ के स्वय व दूसरों का अहित ही करेगा क्योंकि व्रत का ध्येय नीच स्वार्थों का पोषण नहीं हैं प्रत्युत आत्मोन्नति का पवित्र ध्येय है। शायद कोई यह सोचे कि आयंबिल एकासन उपवासादि व्रत ये जैनियों की पूर्वकालिक धार्मिक उन्नति के चिह्न मात्र हैं अब इनकी वह महत्ता नहीं है जो पहिले थी। यह ख्याल बिलकुल व्यर्थ है क्योंकि जो व्रत मनुष्य को संसारिक दुःखी संघर्षो से मुक्त करके उसे ठीक राह पर ले आने में समर्थ होते हैं वे हमेशा स्वीकार करने योग्य होते हैं सदा आत्मा की उन्नती ही करते हैं। वैसी उन्नति संगीत आदि अन्य कलाओं से भी अप्राप्य है। ये सब जैन धर्म के सुवर्ण युग के प्रतीक होते हुए भी हमेशा मनुष्य का भला करनेवाले हैं। इनके अमल से कभी बुरे पथ में पैर नहीं रखा जा सकता है। जैन धर्म का प्रत्येक सिद्धांत और व्रत नियम व्यक्ति और विश्व के कल्याण की भावना से ही रचे गये हैं। इस धर्म में स्वार्थ या किसी के अमंगल के लिये जरा भी स्थान नहीं है। इतना लिखते हुए भी आयंबिल या जैन सिद्धान्तो की महत्ता का प्रतिपादन कभी कोई पूर्ण नहीं कर सकता अत पाठकों से नम्र निवेदन है कि इसे पढकर और जरूर लाभ प्राप्त करें।



हे भव्य जप तपादि धर्म अनुष्ठान करता हुआ भी किसी शत्रु का निन्दामय कटुक वचन सुन के ताते तेल की तरह तेरे को तपत याने क्रोध नहीं करना चाहिये लेकिन क्षमा रखना चाहिये क्योंकि आत्मा का धर्म ही क्षमा है॥

\+ + +

# महासती राजीमती

ले. श्री अगरचन्दजी नाहटा

पुरुष और नारी मानव-समाजरूपी रथ के दो पहिये हैं, जिनके बिना या कीसी एक के कमजोर होनेसे समाजकी गति अवरुद्ध हो जाती हैं। इन दोनोंका संयोग एक दूसरेका पूरक है। एक के बिना दूसरेका जीवन नीरस-सा प्रतीत होने लगता है। दोनोंकी प्रकृतिमें कुछ ऐसी मौलिक विशेषताएँ हैं, जिनके सम्मिलनमें ही सुन्दरता है अर्थात् दोनोंके अलग-अलग रहेन पर कमी-अपूर्णताका अनुभव होता है। पुरुषमें पौरुस प्रधान है तो स्त्रीमें सेवा प्रधान है। पुरुष उत्पादक है तो स्त्री उसकी व्यवस्थापिका है। बाहर पुरुषका प्रभाव है तो स्त्रीका घरमें है। पुरुष घरका राजा है तो नारी घरकी रानी है।

प्राचीन कालसे भारतवर्षमें नारीका एक उज्जवल आदर्श रहा है-सतीत्व। इसीसे उसे परम पूजनीया, प्रातःस्मरणीया एवं अत्यन्त पवित्र माना गया है। ब्रह्मचर्य वास्तवमें ही एक अलौकिक तेज एवं असाधारण बल है। उसके प्रभाव के असंख्य चमत्कार भारतीय साहित्यमें यत्र-तत्र बिखरे पडे हैं। पुरुष के हाथमें सत्ता आयी फलतः वृत्तिओंका दमन न कर मनमानी अधिक हुई। उसकी प्रकृति जहाँ आवेशप्रधान है, वहाँ स्त्री-स्वभाव सहनशीलताका है। वह अपनी उज्जवल आभाका परिचय सतीत्वके द्वारा देती है। पुरुषने अपनी कमजोरी महसूस की और नारी के उस आदर्श गुण के आदररूपमें सतियोंके महत्वको स्थान दिया। भारतीय साहित्यमें असंख्य नारी-रत्नोंकी कथाओंका भंडार है। जैन-साहित्यमें तपःपूता सती साध्वियोंके हजारों चरित्रग्रन्थ है, जिनमें सैंकडों सतियोंकी कथाएँ हैं। उनमें से सोलहका तो निम्नोक्त श्लोक द्वारा नित्य प्रातःस्मरण किया जाता है।

ब्राह्मी चन्दनबालिका भगवती राजीमती द्रौपदी
कौशल्या च मृगावती च सुलसा सीता सुभद्रा शिवा।
कुन्ती शीलवती नलस्य दयिता चूला प्रभावत्यपि
पद्मावत्यपि सुन्दरी प्रतिदिनं कुर्वन्तु नो मङ्गलम्॥

अर्थात् ब्राह्मी, चन्दनबाला, राजीमती, द्रौपदी, कौशल्या, मृगावती, सुलसा, सीता, सुभद्रा, शिवा, कुन्ती, दमयन्ती, (पुष्प) चूला, प्रभावती, पद्मावती और सुन्दरी प्रतिदिन हमारा मङ्गल करें।

इनमेंसे कई सतियों तो समग्र हिंदू समाजमें विख्यात हैं- जैसे द्रौपदी, कौशल्या (भगवान् रामचन्द्रकी माता) सीता कुन्ती, दमयन्ती तो सर्वत्र प्रसिद्ध ही हैं। मृगावतीके आख्यानकने भी जैन, बौद्ध और ब्राह्मण-तीनोंके साहित्यमें स्थान पाया है। अब शेष सतियोंमेंसे ब्राह्मी और सुन्दरी तो भगवान् ऋषभदेवकी पुत्रियाँ थीं। राजीमती भगवान् कृष्णके चचेरे भाई जैनतीर्थंकर नेमिनाथजीकी पत्नी थी और चन्दनबाला, सुलसा, मृगावती शिवा, प्रभावती और पद्मावती भगवान महावीरकी भक्त थीं। मृगावती, शिवा, प्रभावती और पद्मावती तो सगी बहिनें थीं और वैशालीके प्रसिद्ध गणतन्त्री चेटककी पुत्रियाँ थीं। चन्दनबाला भगवान् महावीर के साध्वी संघकी नेता थीं। मृगावती उनकी शिष्या थी। अवशेष सुभद्रा और पुष्पचूलाका समय निश्चिततया जाननेमें नहीं आया।

प्रातःस्मरणीय सोलह मुख्य सतियोंके सम्बन्ध में सामान्यत या जानकारी कराके अब पाठकोंको सती राजीमतीका संक्षिप्त परिचय कराया जा रहा है। अन्य सतियोंसे इनमें क विशेषता है-वह है प्रबोधक वचनों द्वारा विचलित कामासक्त रथनेमिको सुपथ पर लाना। कथा संक्षेपमें इस प्रकार है—

शौरीपुर नगरमें पुरुषोत्तम भगवान् कृष्णके पिता वसुदेवके बड़े भाई समुद्रविजयकी पत्नी शिवादेवीकी रत्नगर्भा कुक्षिसे बाईसवें तीर्थंकर भगवान् अरिष्टनेमि (नेमिनाथ) का जन्म हुआ था। बाल्यकालसे ही वे बड़े विरक्त थे। अतः विवाहके लिये माता-पिताके अनुरोधको वे कभी कुछ, कभी कुछ कहकर टालते रहते। पर पुरुषोत्तम कृष्णने उनकी सगाई मथुराके राजा उग्रसेनकी गुणवती पुत्री राजीमतीसे कर ही डाली। नियत समय पर बारात उग्रसेनके यहाँ पहुँची। पर कुमार अरिष्टनेमिने विवाहके प्रीतिभोजके लिये इकट्ठे किये हुए पशुओंका बाड़ा भरा देखा तो वे सिहर उठे और अपने विवाहके उपलक्षमें इतने निरपराध

जीवोंका प्राणघात हो-यह उन्हें असह्य हो गया और बिना विवाह किये ही वे लौट गये और वैराग्यभावसे गिरनार पर्वत पर जाकर दीक्षा ग्रहण कर ली। राजीमतीको ज्ञात होने पर उसने भी उनका अनुसरण किया और माता-पिता एवं सखियोंकी इस आज्ञाको-कि अन्य किसी कुमारके साथ तुम्हारा विवाह कर दिया जाय-ठुकरा दिया। 'उत्तराध्ययनः सूत्र के अनुसार भगवान् नेमिनाथके दीक्षा अवसर पर पुरुषोत्तम कृष्णने कहा था कि 'हे संयमीश्वर! आप अपने अभीष्ट श्रेय (मोक्ष) को प्राप्त हों।' इसी प्रकार राजीमतीके दीक्षा अवसर पर भी उन्होंने कहा था कि, हे पुत्री! इस भयङ्कर संसारको शीघ्र पार करो।'

दिक्षाके अनन्तर एक दिन गिरनार पर जाते हुए वर्षा हो आनेसे राजीमती के वस्त्र भीग गये। उन्होंने उन्हें सुखानेके लिये एक गुफामें प्रवेश किया और भींगे कपडे उतारने लगी। इसी समय गुफामें रहे हुए साधु रथनेमिकी दृष्टि उस पर जा पडी और उसके अद्भुत रूप-लावण्यसे वह विचलित हो उठा। राजीमतीने उसे देखते ही संभ्रमसे अपने अङ्गोंको ढक लिया और सकुचाकर बैठ गयी। कामासक्त रथनेमिने उसे अपनी इच्छा बतलाते हुए अपने साथ विषय-भोगोंको भोगने को प्रार्थना की पर राजीमतीका आदर्श महान था। वह कब विचलित होनेवाली थी। उसने उसे निम्नोक्त उद्बोधक वचनोद्वारा प्रतिबोध देकर संयमभ्रष्ट जीवनको गिरते-गिरते बचा लिया।

'हे रथनेमि! कदाचित् तुम रूपमें साक्षात् कामदेव, लीलामें नल, कुबेर या इन्द्र हो, तो भी मैं तुम्हारी कामना नहीं करती। अगन्धन कुलमें उत्पन्न सर्प अग्निमें जल भले ही जाय पर उगले हुए विषको वापस नहीं लेता-पीता। हे अपयशके अभिलाषी! तुम्हें धिक्कार है कि तुम वासनामय वमन किये हुए भोगोंको छोडकर पुनः भोगनेकी इच्छा कर रहे हो। इस पतित जीवनसे तो तुम्हारा मरना ही अच्छा है। मैं भोजक विष्णुकी पौत्री और महाराजा उग्रसेनकी पुत्री हूँ और तुम अंधकविष्णुके पौत्र समुद्र-विजयके पुत्र हो। देखो, हम दोनों गन्धनकुलके सर्प न बनें।

हे संयमीश्वर ! निश्चल हो संयममें स्थिर होओ। हे मुनि ? यदि तुम इस तरह स्त्रियोंको देखकर आसक्त होते रहोगे तो समुद्रके किनारे हवासे हिलते हुए वृक्षकी तरह उच्च भूमिकासे गिर पडोगे। जैसे ग्वाला गायोंको चराता हुआ उनका स्वामी नहीं, जैसे चाबी रखनेसे भण्डारी मालिक नहीं बन जाता उसी तरह यदि तुम विषयाभिलाषी होगे तो केवल भय के अधिकारी होओगे. उज्जवल चरित्रके नहीं। कामभोगोंकी वासनाले हटाओ।'

ब्रह्मचारिणी साध्वीके इन शब्दोंसे रथनेमि होशमें आये, जैसे हाथी अंकुशसे वशमें आता है, वैसे ही इन उद्बोधक शब्दोंने उसे पुनः संयममें स्थिर बना दिया। धन्य है सती राजीमती, धन्य है उनकी दृढता। उनका सतीत्व-आदर्श आज भी घर-घरमें जितेन्द्रियताका संदेश दे रहा है। उनके आत्मस्पर्शी शब्द आज भी विषयरूपी विषके विनाशनमें गारुड मन्त्र हैं। पाठक भी उन्हें पुनः पुनः स्मरण कर सच्चरित्र बननेकी दृढ प्रतिज्ञा कर लें। इसी उज्जवल भावना के साथ लेखक विश्राम लेता है।

( कल्याण ' से साभार उद्धृत )

---

## मन........?

॥ कवित्त ॥

कबहूँ मन रंग तरंग चढे कबहूँ मन सोचत है धनकू।
कबहूँ मन कामिनी देख चले कबहूँ मन मृग होय फिरे बनकू॥
कबहूँ मन रंगमें भंग करे कबहूँ मन सांधत है रणकू।
कवि गंग कहे सुन शाह अकबर बस करो (सदा) कपटी मनको॥

---

# रत्न कर्णिका.

---

१ जो हमें मोक्ष की ओर गति करानेमें सहायक हो वही सत्-शास्त्र है और धर्म वही है जो हमे संयम सिखावे।

—महात्मा गाँधी।

२ मनुष्य के लिये अज्ञानता से बढकर दूसरा अन्धकार नहीं है।

—शेक्सपिअर।

३ सत्य बोलो, चाहे वह तुम्हारे विपरीत ही क्यों न हो।

—कुरान।

४ शत्रुओं को क्षमा करना बदला लेने का सबसे अच्छा साधन है।

—ब्राउन।

५ प्रत्येक वस्तु में कोई गुण अवश्य हैं। हमे सदा सब पदार्थों के गुणो और अपने दोषों पर दृष्टि रखनी चाहिये।

—गोखले।

६ जो दुष्कर्मों से मुँह नहीं मोडता, जो इन्द्रियों को वश नहीं करता वह परमात्म स्वरूप नहीं हो सकता।

—कठोपनिषद्।

७ विवेकी स्वामी, दानी धनी, वीरक्त विद्वान, सुशील स्त्री और आज्ञाकारी पुत्र ये पाँच पृथ्वी के भूषण हैं।

—हितैषी।

८ पंडित-ज्ञानी वही है जो सत्कर्म करता है, दुष्कर्मो से दूर रहता है और श्रद्धावान, पाप भीरु और आस्तिक है।

— हितैषी।

९ अतिथी का सत्कार करने वाला, सज्जनों की प्रतीक्षा करने वाला, शांत, पवित्र और नियम से चलने वाला मनुष्य सर्वथा आदरणीय है।

१० मनुष्य विना ब्रह्मचर्य धारण किये पूर्ण आयुष्य प्राप्त नहीं कर सकता।

—ऋग्वेद।

११ सर्वदा शांत स्वभावी वनो। यदि तुम्हारे ऊपर कोई मिथ्या दोषारोपण भी करे तो भी तुम्हें क्षुब्ध न होना चाहिये।

—म० बुद्धदेव।

---

अज्ञानता से भ्रम मति होने पर अन्धेरी रात में श्याम रस्सी को देखने पर ऐसा भ्रम उत्पन्न होता है कि यहां पर कोई सर्प पड़ा हुआ है परन्तु दीपक लाकर देखने से मालुम हो जाता हैं कि सर्प नहीं हैं रस्सी है तैसे आत्म अनुभव ज्ञान का प्रकाश होने पर जो देह में आत्मा भ्रम है वह भ्रम आत्मज्ञान होने पर आपसे आप दूर हो जाते हैं भ्रम दूर होने पर आपही सिद्ध स्वरूपी हैं॥ ३४ ॥ समाधि शतकम्

× × ×

# पढो और शोचो ?

नीतिकारों का कथन है-"अति सर्वत्र वर्जयेत" अच्छी चीज भी अपनी मर्य्यादा से यदि बाहर होजाती है तो उसका स्वरूप विकृत हो जाता है। प्रजापति के यज्ञ में शिवजी के कोप से वैताल वीरभद्र उत्पन्न हुआथा। अतः जीवन के व्यवहारों में अतिरेक की विकृति उत्पन्न न होने दो। निम्न लिखित बातों पर ध्यान दो-उन पर अमल करो।

१ उदार बनो पर अपव्ययी न बनो।

२ स्वतंत्र बनो पर स्वच्छंदी न बनो।

३ क्षमाशील बनो-कायर नहीं।

४ निरभिमानी ( विनम्र) बनो पर स्वाभिमान न खोदो।

५ सरल (निष्कपट) बनो पर अत्यंत भावुक न बन जाओ।

६ संतोष रखो पर, परमार्थ के क्षेत्र में नहीं।

७ निर्भय बनो, पर, पाप से डरते रहो।

८ मितव्ययी बनो, कृपण नहीं।

९ तुम्हारी वाणी में मधुरता निवास करे पर, सत्य के विपरीत चाटुकारिता न हो।

## સંપાદન :—

સર્વમંગલની મંગલતમ ભાવનાને યથાશક્તિમતિ ફેરવવાના પવિત્ર ઉદ્દેશપૂર્વક ચાલતા આ માસિકમાં સહુને ઉપયોગી થાય એવાં ને સંસ્કારી છતાં સાદી ભાષામાં આલેખાયલા લેખો, વાર્તા, નાટિકા નિબંધ, કાવ્ય, જીવનચરિત્ર, સંવાદ, પ્રવાસવર્ણન, તીર્થપરિચય વિગેરેને સ્થાન મળશે.

નહિ સ્વીકારાયેલા લેખો જો ટપાલખર્ચ સાથે મોકલવામાં આવ્યુ હોય, તો બીજે મહીને રદ થશે.

કોઇ પણ પ્રકારનું લખાણ પ્રગટ કરવુ ન કરવું તે તંત્રીની પવિત્ર ભાવના પર નિર્ભર રહેશે.

માસિક માટેનું લખાણુ સારા અક્ષરે, શાહીથી ને કાગળની એકજ બાજુ એ લખાએલું હોવું જરૂરી છે.

મસિકમાં બે ગુજરાતીના અને બેહિન્દીના ફર્મા એટલા માટે રાખવામાં આવ્યા છે કે, બહોળી જનતાના કાન સુધી તેનો પવિત્ર-મંગલ ધ્વનિ પહોંચી શકે; તેમજ ઉભયવર્ગના સાક્ષરરત્નોના સત્સમાગમમાં અવાય.

તંત્રી સાથેનો તમામ પત્રવ્યહવાર નીચેના સરનામે જ કરવો; તેમજ બદલાનાં પત્રો પણ ત્યાં જ મોકલવાં.

તંત્રી:- 'મંગલ',
રીસાલા બજાર,
**નવા ડીસા.**
(ઉ. ગુ.)



## વ્યવસ્થા :—

આ માસિક દર માસની તા. **૨૧મી**એ નિયમિત પ્રગટ થશે.

સરનામાનો ફેરફાર તુરતજ જણાવો કે અંક ગેરવલ્લે જાય નહિ.

આ મસિકનું લવાજમ (૧) **મફતલાલ સંઘવી**, રીસાલા બજાર, **નવા ડીસા** (ઉ. ગુ.) (૨) **શ્રી.** ઇન્દોર જૈન શ્વેતામ્બર સંઘની પેઢી. પીપલી બજાર, **ઇન્દોર સીટી**, એ ઠેકાણે ભરી શકાશે.

લવાજમ વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર પણ તંત્રીના સરનામે કરવો.



# માંગરોલનિવાસી જવલબ્હેન

જેમણે

શ્રી કેસરીયાજી તીર્થની અવ્યવસ્થા મીટાવવા અને તીર્થની સંપૂર્ણ વ્યવસ્થા જૈન સમાજને સોંપાવવા ચૈત્ર સુદી ૩ તા. ૧૨-૪-૪૮ સોમવારથી ઉદયપુરમાં રહીને, અન્ન-જળનો ત્યાગ કરી, અનસનવ્રત શરૂ કર્યું છે.

[વધુ માટે જુવો પાનું ૧૩-૧૪]



આ માસિક 'ધી નવાબ પ્રિન્ટીંગ વર્કસ, ડીસા' માં ચંપકલાલ મોહનલાલ મહેતાએ છાપ્યું અને શ્રી. મફતલાલ સંઘવીએ 'મંગલ' કાર્યાલય, ડીસાથી શ્રી ડીસાગ જૈન શ્વેતાંબર સંઘની પેઢી તરફથી પ્રગટ કર્યું.

॥तमसो मा ज्योतिर्गमय॥



વર્ષ ૧ ● મે, ૧૯૪૮ ● અંક ૨

## આત્મદર્શનનો પંથ!

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा
सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ।
अन्तः शरीर ज्योतिर्मयो हि शुभ्रो
यं पश्यन्ति यतयः क्षीणदोषाः ॥ ५ ॥

સત્ય, તપ, સમ્યગ્જ્ઞાન અને બ્રહ્મચર્ય વડે પમાય છે
સદા એજ આત્મા.-શુભ્ર અને જ્યોતિર્વન્તા જેને-
અંતઃ-શરીરે નિહાળે છે-દોષ વામ્યા યતિઓ.

—શ્રી મુંડકોપનિષદ.

સાર:-સત્ય, તપ ને સંયમના યથાર્થ જ્ઞાનવિહોણું તારૂં જીવન -હે ભાઈ! તવ અંતર્ગગને ઝગહળતા આત્મન્-રવિના પ્રકાશને પામવા માટે અસમર્થ નિવડશે. માટે સારાસારને સમ્યક્દૃષ્ટિ વડે પ્રમાણી, આત્માનાં નૂર ઝીલવા કટિબદ્ધ થા!

તંત્રીઃ-મફતલાલ સંઘવી.

# ◀ વિષય દર્શન ▶

## ગુ જ રા તી.



## હિન્દી.





  

વર્ષ ૧ અંક ૨

 



# सत्यमेव जयते.

## સત્ય જ જીતે, નહીં અસત્ય.

જે છે તે–સત્ય ને નથી તે–અસત્ય છે એટલે 'આજે છે' એમ નહિ, પણ ત્રણેય કાળમાં જે એકરૂપે ઝળહળતું રહે છે તે સત્ય ને જે એ રીતે નથી ઝળહળતું તે અસત્ય.

અસત્ય એટલે નરાતાર બનાવટ, ન હોય તેને મનફાવતી રીતે ઉપજાવી કાઢવું. છતી આંખે અવળા રાહે ચાલવું. અસત્યમાંથી ભયંકર અવ્યવસ્થા ફેલાય, કાયદાઓ વધે, માનવતાનું ક્ષેત્ર સંકુચિત બને. પ્રભુતાને પામવા જન્મેલો માનવી ધીમે ધીમે પાશવતાના રંગે રંગાતો જાય ને તેમાંથી કારમા વિશ્વ-યુદ્ધો જન્મ લે.

જ્યાં સત્ય હોય ત્યાં સદા અજવાળું હોય, એકરાગ ને આનંદ હોય, સમતા ને સ્નેહ હોય, સંયમ ને સૌન્દર્ય હોય, પ્રભુમય જીવન હોય. દેવમંદિરે જાઓ કે સત્યવાદીનો સત્સંગ કરો એ બન્નેય આપણને એક સરખો ચિદાનંદ ચખાડે.

જેવી ચંદ્રવિહોણી રજની તેવું સત્યવિહીન જીવન. જીવનારને જ તે ભારરૂપ લાગે. જીવનના સ્ફટિક નિર્મળ ઝરણાંમાં જેમ જેમ અસત્યનો કાદવ જામવા માંડે તેમ તેમ તેની પ્રતિભા ઝાંખી પડે, ગતિ મંદ થાય, વિશ્વમય દૃષ્ટિ લુપ્ત થતી જાય ને આખરે ધ્યેયવિહોણો પ્રવાસ ખેડતું ગમે તે ઉજ્જડ

વિશ્વનો જે સાર તે જ સત્ય. વિશ્વના ખોળીયામાંથી સત્યનું તેજ ખેંચી લેવામાં આવે તો તે પણ પ્રાણવિહોણા માનવ કલેવર જેવું શોભાહીન બદબો મારતું શબ બની રહે. જે જેટલે અંશે સત્યનો પક્ષપાતી તેટલે અંશે તેનું જીવન ચિરસ્થાયી, વ્યાપક અને શુદ્ધ.

પ્રાણીને જેમ જેમ સત્યનો રંગ લાગતો જાય, તેમ તેમ તેના હૃદયપદ્મની બીડાયલી કુમળા પાંખડીઓ ખીલવા માંડે ને તેમાંથી ધીમે ધીમે સત્ય ને સ્નેહની સુમધુર સુગંધ પ્રસરતી થાય.

**સત્યમાં જેણે જીવન બાંધ્યું હોય તે વ્યક્તિ સત્ય બોલવા ખાતર મોતની સજા ભોગવી લે, પણ અસત્ય બોલીને કોઈના ય પાસે પ્રાણની ભિક્ષા ન માગે.**

સત્યનુ તેજ અતિ સૂક્ષ્મ ગણાય છે. નિર્મળ સરોવરમાં જેવું પૂર્ણેન્દુનું પ્રતિબિંબ, તેવી જ આત્મ-સરે સત્યની છબિ સત્યમાંથી સ્નેહની પરાગ ખીલે. એકમેકને ચાહવાની વિશાળ ભાવના અંતર-પટે સુદ્રિન થાય. ક્લેશ કંકાશ અને મમત્વ અલોપ થાય

**માનવીને અસત્ય બોલતાં થતું દુઃખ એ જ સૂચવે છે કે-સત્ય જ સર્વોત્કૃષ્ટ બળ છે. અસત્ય બોલનારો આત્મા વડે આત્માને હણે છે. અને સંગીન વિશ્વવ્યવસ્થાના મૂળમાં ભયંકર ખળભળાટ મચાવી મૂકે છે. સત્ય બોલનાર વિશ્વવ્યવસ્થાને સંગીન ટેકો આપવા ઉપરાંત પ્રભુની સરળ અને નિર્દોષ દુનિયામાં સુખે રમતો હોય છે.**

સત્ય એટલે આત્મત્વનો એકરાર. આત્માની ત્રિકાળજયી પ્રતિભાની સિદ્ધિનો વિજયડંકો. સત્યને ડોળ ન હોય. હોય તેવા દેખાવામાં સત્યવાદીને જરા જેટલું દુઃખ પણ ન ઉપજે ને જો તેમ થાય તો સમજવું કે, તેનામાં ખૂણે-ખાંચરે પણ અસત્યનો 'હાઉ' ભરાઈને બેઠો છે.

આજે આસપાસ જોઉં છું તો સત્યના નિર્મળ-સૂક્ષ્મ પ્રકાશ ઉપર રાજકારણની મોટી છાયા ઢળતી જણાય છે. માનવી, વાતવાતમાં રાજકારણને નામે અસત્ય બોલી નાખે છે. જ્યારે ખરી રીતે રાજકારણ તો એક સામાન્ય વિષય છે; છતાં જગતના વિચારકો સામાન્યને મહાન બનાવવા જશે તો, જે -સત્ય-મહાન છે, તેનાથી દૂર કોઈ અંધારા ખુણામાં ફેંકાઈ જશે અને, માનવ-જાત ઉપર મહાન આફત ઉતરી પડશે.

અસત્યોનાં ઊંડા અંધારેથી પરમ સત્યના જ્યોતિર્વંતા શ્મણિય શિખરે પહોંચવા માટે સહુ નિષ્કપટ ભાવે સત્યના આરાધક બને અને અંધારે અટવાતા માનવસંઘને સત્યનાં તેજ પ્રદાન કરે.



## વિશ્વશાંતિ — 'અનિકેત.'

માનવ જીવનની યથાર્થ મહત્તાનાં મૂલ્ય જેમ જેમ ઘટતા ગયા, તેમ તેમ જગતમા પાશવી બળોનું જોર જામતું ગયું અને તેમાથી જન્મ પામી ભીષણ અશાતિ. માનવ જીવનની શાશ્વત શાતિને ગુંગળાવતી વર્તમાન જગતની અશાતિને નાબૂદ કરવાના વાસ્તવિક ઉપાયોને અમલમા આણવાને બદલે, દેશો દેશની પ્રજાઓ એક બીજીને, તેને માટે જવાબદાર લેખે છે અને એ રીતે દિનપ્રતિદિન અશાતિની પરપગ વધિંગત થતી જાય છે જ્યા અશાતિને નાબૂદ કરવાની વાત છે ત્યા ભિન્નભિન્ન દેશોના પ્રજાઓ વચ્ચે વૈમનસ્ય જન્માવવાની શી જરૂર છે ? આજની અશાતિ સમગ્ર જગતવ્યાપી છે, પણ તેથી ગભરાઈ જવાની કોઈ જરૂર નથી શાતિનુ સામ્રાજ્ય તેનાથી અનેકગણુ વિશાળ છે જેઓ તેની આણ માનશે તેઓ વિશ્વશાતિના સાચા પ્રસારકો લેખાવાના જ છે

જગતની પ્રજાઓના શાત, સ્વસ્થ જીવનમા અજપો પેદા કરનારી વર્તમાન કાલિન અશાતિને અળગી કરવાના પવિત્ર હેતુપૂર્વક જો નીચેના સૂત્રોનો અમલ થાય તો ટુક સમયમા શાશ્વત શાતિના સુમધુર સગીતને અનુરૂપ વાના વરણુ આકાર ધારણ કરતુ થાય ને પ્રાણીમાત્રને જીવનનો વાસ્તવિક મર્મ સમજાવા માંડે

(૧) રાજકારણ નહિ, પરંતુ આધ્યાત્મિકતા સર્વોપરિ બને, આધ્યાત્મિકતાને બાધા પહોચે તેવુ કોઈ કાર્ય રાજકારણને નામે કે ગમ્મતના તત્કાલિન હિતને માટે પણ કોઈ ન આચરી શકે, જીવનમા આધ્યાત્મિકતા ગૌણ બનતા જગતની પ્રજાઓને તેના શા શા પ્રત્યાઘાતો સહન કરવા પડે છે તે વર્તમાન જગતના આંતર–બાહ્ય સ્વરૂપના અભ્યાસીથી અજાણ્યું નથી.

(૨) વિશ્વશાતિ સઘની સ્થાપના થાય, તે સઘનો પ્રત્યેક સભ્ય કાળાગોરા,

(૩) અશાંતિવર્ધક સંસ્થાઓ, વર્તમાન પત્રો, કાયદાઓ અને શસ્ત્રાસ્ત્રો નાબુદ થાય. તે તે પ્રકારનાં અશાંતિવર્ધક બળોને ઓગાળી નાખવા માટે દેશો દેશમાં વિશ્વશાંતિ પ્રસારક સભાઓની સ્થાપના થાય. તેમજ જગતનાં તે તે કાળનાં પ્રચારનાં મુખ્ય મુખ્ય બળો 'આદ્યકૃત ચૈતન્યવંતી શાંતિનો' સાચો પ્રચાર થાય.

(૪) વ્યાપક માનવતાને રોધનારા વિવિધ પ્રકારનાં બીન જરૂરી કાયદાઓને ન્યાયાલયોમાંથી રદ કરવામાં આવે.

---

## मंगलायतन.

(રાગ-બિલાવલ ત્રિતાલ.)

વંદુ વિનાયક, ગણઅધિનાયક,<br>
વિઘ્ન વિદારક, વિશ્વ વિધાયક<br>
વંદુ૦<br>
મંગલાયતન દેવ અનાદિ,<br>
સુરસ્વામી જય ॐ પ્રણવાદિ,<br>
ચિદાનંદ શિવ સુંદર દાયક.<br>
વંદુ૦

— મહેન્દ્રકુમાર મો. દેસાઇ.

---

જેમ જેમ કાયદાઓ વધે તેમ તેમ માનવી નનો થતો જાય. સ્વેચ્છાપૂર્વક આચારવાનાં સઘળાં પવિત્ર કાર્યો પણ તે કાયદાની રૂએ આચરવા માંડે. અને એ રીતે એનાં અંતરમાં માનવધર્મને સ્થાને કાયદાની કઠોરતા દાખલ થાય. આજના જેટલા કાયદાઓ જગતના ન્યાયના ગ્રન્થોમાં કોઇ કાળે મોજુદ હશે કે કેમ તે પણ વિચારણીય પ્રશ્ન છે.

(૫) રાષ્ટ્રવાદ, વિશ્વવાદ અને અધ્યાત્મવાદ એ ત્રણ સિવાયના સઘળા વાદોને જગતમાંથી દૂર કરવામાં આવે દરેક વ્યક્તિના જીવનમાં ઓછે વત્તે અંશે પણ આત્માની-સત્યની જ્યોત ઝળકતી હોય છે અને તેટલે અંશે પણ તે અધ્યાત્મવાદી જ ગણાય. અને અધ્યાત્મવાદી માત્રના અંતરમાં કદીએ સંકુચિત ભાવનાઓ ગંધાય ન થાય. એને તો શું ભાગે રાષ્ટ્રવાદ કાં વિશ્વવાદ, રાષ્ટ્રવાદી

વિશ્વવાદી માર્ગે અધ્યાત્મવાદી તો હોયજ અન્યથા તે વિશ્વના સીમાડાઓ સુધી નજરજ ન નાખી શકે, વળી રાષ્ટ્રવાદ તેમજ વિશ્વવાદના મંથનમાં પણ અધ્યાત્મના પવિત્ર પરમાણુઓ તો હોય જ વાદની સિદ્ધિના હેતુ અર્થે આધ્યાત્મિકતાની ખીલવણી એ એક આવશ્યક સત્ય છે.

(૬) 'પ્રાણીવર્ગ સહિત સમગ્ર માનવજાત જેમાં નિશ્ચિતતાપૂર્વક રહે છે તે વિશ્વને-ઘર તરીકે લેખવું પ્રમાણવુ જોઇએ તેનાથી નાના સોનાના ભવનને પણ

---

આત્માની આંતરિક પવિત્રતાના પ્રભાવથી બાહ્ય મલિનતાની કેટલેક અંશે ઉપેક્ષા કર્યા વિના ચાલતુ નથી અત્યંત રૂપે માટે મથનાર વ્યક્તિ વર્ણ બગડવાની બીકે પૃથ્વીની ધુળ, માટી, વરસાદ, તડકા અને પવન એ બધાંથી હમેશાં ડરીને ચાલે છે, અને માખણનું પૂતળું બનીને નિરાપદ સ્થાને વિરાજે છે તે ભૂલી જાય છે કે વર્ણની સુકુમારતા તો સૌન્દર્યનું એક બાહ્ય ઉપાદાન છે પરંતુ સ્વાસ્થ્ય તો તેની એક પ્રધાન આંતરિક પ્રતિષ્ઠાભૂમિ, છે. જડ, વસ્તુને એ સ્વાસ્થ્યની જરૂર નથી હોતી એટલે તેને ઢાંકી રાખવામાં કંઈ નુકશાન નથી પરંતુ આત્માને જો મૃત ન માનતા હો તો થોડે અંશે મલિનતાનો ભય હોવા છતાં તેના સ્વાસ્થ્ય ખાતર, તેને બળ મળે એ શુભ આશય ખાતર તેને સામાન્ય જગતના સંસર્ગમાં લાવવાની ખાસ જરૂર છે.

—ગુરુદેવ ટાગોર.

---

આપણા ઘર વિશ્વને આપણે જે અદબથી અપનાવીએ છીએ તે અદબથી ન અપનાવી શકાય અને જો તેમ કરવા જઇએ તો ફરી પાછી અશાંતિ પેદા થાય

વિશ્વભવનમાં વસતા આપણે સહુ એકજ પિતાના સંતાનો કયા પવિત્ર જીવન હકો માટે એક બીજા સાથે યુદ્ધો ખેલીએ છીએ તે મારી સમજમાં આવતું નથી !

(૭) સ્નેહને સાચી શાંતિનું આદિ કારણ માનવામાં જો કોઇ વાંધો ન ઉઠાવે તો સોહીને રેડે શાંતિ જન્માવવા !! વાહિયાત વાતો વદતી મૂર્ખનાર વર્તમાન જગતના સ્વાર્થઘેલા અનેક મુત્સદીઓ ટપોટપ પોતાની બાજી મેળવવા

શોણિત-સરિતામાં ખવાતી જતી વિશ્વ-સંસ્કૃતિને ઉગારી લેવાનો એકજ રાજમાર્ગ માનવજાતના હાથમાં છે-અને તે સ્નેહનો. એકમેકમાં આત્મા આરોપવાનો, તે સિવાયનો કોઈપણ માર્ગ માનવકુલના ઉત્કૃષ્ટ જીવન ધ્યેયને બંધ બેસતો નહિ જ આવે.

પ્રાણીમાત્રના કલ્યાણની ઉત્કૃષ્ટ ઝંખના ધરાવતા સ્ત્રી પુરુષોની એ પવિત્ર ફરજ છે કે-તેઓ અમુકના મટી સર્વના હિતસ્વી બનવાને. પ્રયત્નશીલ થાય. ને ઉપર વર્ણવેલા સૂત્રો અનુસાર જીવન વહતાં શીખે...

અશાંતિ ભલે એનો ભાગ ભજવે, પણ તેથી આપણે આપણી પવિત્ર ફરજોમાંથી જરાપણ ડગવું ન જોઈએ. 'અશાંતિ' 'અશાંતિ' કરીને આપણે સહુ જો હાથ પગ હલાવ્યા સિવાય બેઠા રહીશું, તો તે આપણા જીવનમાં રહેલી શાંતિને સ્વાહા કરી જશે. આપણે તો આઠેય પ્રહર કરુણા રસ વહાવતાં વહાવતાં અમર પંથની યાત્રાએ ચાલ્યા જવાનું શીખવું જોઈએ. એ સિવાય આપણો અહીં આવવાનો બીજો હેતુ પણ શો છે ?

માનવતાને ભરખી જવા માટે તત્પર થઈ રહેલી ત્રીજા વિશ્વયુદ્ધની ભયંકરતાને ઓગાળી નાખવા માટે સમગ્ર માનવજાતે 'સ્નેહને તાંતણે' ગૂંથાઈને એક થવું જોઈએ. કદાગ્રહનો આ સમય નથી, હાંવપેચ અજમાવનારા કોઈ કાળની ઝપટમાંથી ઉગરી શકવાના નથી. નિર્લેપને નિષ્કપટી સ્ત્રી પુરુષોને મારી અરજ છે કે જગતને યુદ્ધની આંચ લાગે તે પહેલાં તેને જાગ્રત કરી દેવા માટે તેઓ સહુ કરમાં શાંતિ ધ્વજ ધારીને જગતના ચોકમાં ઊભા રહીને એક સાદ પાડે. ને તેમ છતાંય જો કોઈ તેમના સાદને નહિ આવકારે તો '-વિનાશકાલે વિપરીત બુદ્ધિ' એ સુત્રને સહારે આશ્વાસન પામીશું.



દેશના સાચા તારણહારો તો કાણ અને સાદું જીવન ગાળે, એશઆરામ પર પાણી મૂકે, દોલતમંદ થવાના એકેકે એક માર્ગમાંથી પાછા વળે, પ્રતિષ્ઠા અને નેતૃત્વની બધી તૃષ્ણાઓને તિલાંજલી આપે. લુખો સૂકો રોટલો ખાય, ભોંય પથારી કરે. જાડામાં જાડી ખાદીનાં ઓછામાં ઓછાં વસ્ત્રોથી ચલાવી લે, પોતાના કામમાં અવિચળ શ્રદ્ધા રાખે અને ભવિષ્યની આશા ઉપર જીવે.

★ ★ ★ ★ ★ ★ ★ ★ ★ ★ ★ ★

# ★ ગગનના તારા. ★

★ ★ ★ ★ મફતલાલ સંઘવી. ★ ★ ★ ★

(૧૩)

**અ**ધકારાના અણુએ અણુમાં પાયો ખડે છે – માનવકુલના કારમા રુદનનો! સ્નેહ–શાંતિનું ચૈતન્યમય સંગીત બેતાલ બનતું જાય છે. જેના આધારે જીવ માત્ર પૃથ્વીપટે વિહરી શકે છે તે આધાર-સ્થંભ આજ થથરી રહ્યો છે.

માનવ-માનવના વદન પર ભયંકર ભાવની અસ્પષ્ટ રેખાઓ અંકિત થતી જણાય છે જે પામવા જનમ્યો છે જગતને ખોળે તે ગુમાવીને, જેને પોતે અધિકારી નથી તેને પોતાનું કરવાની ક્ષુદ્ર લાલસામાં લપટાઈ માનવી યંત્ર સ્વરુપી બની રહ્યો છે. તેનું હ્રદય કે જ્યાં પ્રતિપળે સમતાના દીવા બળતા હોય ત્યાં આજ ઉષ્ણ શોણિતપ્રવાહના ઉન્દા વાય છે, રગરગમાં એકતાની આરતીને બદલે વિભકતતાના વિલાસી સૂર સંભળાય છે.

ઓ માનવી! અહીં જગત ઉપર તું જે જમા કરવા મથી રહ્યો છે તે આખરે જગત પર જ રહેશે, કંઇક એવું જમા કર તુંજ અંતર-ચોપડે, કે જેથી તુજ જગત નિર્ભય બને, અને જગતનું અંધારસીધ્યુ આંગણું સુગંધ-ભીની આશાના ઉચ્છ્વાસ કાઢે.

(૧૪)

**જન્મોજન્મની** તપસ્યા મારી કંઇક અંશે ફળી હોય તેવું જણાય છે મને. 'હ્રદય છે' તેની મને ખબર પડી અત્યારે, આ મધરાતે!

કંઇક રાતો વીતાવી જાગરણમાં–હ્રદયમાં એકઠો થયેલો સૈકાઓનો કચરો સાફ કર્યો, હજી તે પૂરૂં સ્વચ્છ નથી થયું. જ્યાં પ્રભુનું આસન માંડી શકાય એટલી જમીન તો સાફ થઈજ છે. ત્યાં પધરાવીશ વિશ્વેશ્વરને, ને નાચીશ તેની સાન્નિધ્યમાં.

કારણ કે આજ સુધી હું પણ વાતવાતમા 'હૃદયપૂર્વક'ની વાતો માડતો હતો, પણ ખરે હૃદય એટલે શુ તેની મને અત્યારે જ ઝાખી થઈ છે.

શબ્દે શબ્દ મારો હૃદયના આસન આસપાસ તરતા નિર્મળ પ્રકાશને સ્પર્શીને પ્રગટ થતો હોય તેવુ જણાય છે મને.

પરમના પ્રેમામૃતમા રગાએલા શબ્દોની અસરથી જગતના ભયકરમાં ભયકર ગણાતા બળને રીઝવીને, રમાડી શકાય

(૧૫)

જાણતો નથી કે હુ કોણ છુ?

જાણુ છુ ફક્ત એટલુ કે, 'હુ' મારે બીજાઓનો 'હુ.

પોતે પોતાનો કદી ન બની શકે, ને બનવા જાય તો પોતાપણુ ખોઇ બેસે.

'સુગધ મારી છે' એમ કહીને ફૂલ સુગધને જકડી રાખવા મથે તો, સુગધ ન રહે ને ફૂલનુ જીવન આથમી જાય!

(૧૬)

ઘરની ધોળાએલી સ્વચ્છ દિવાલો ઉપર કોલસા વડે લીટા તાણતા નાના અણસમજુ બાળકોને વારતાં આપણે, તેમને શિખામણ આપીએ છીએ 'બચુ, આવુ ન કરવુ હો! ભીતો ઉપર કાળા ડાઘ ન પડાય, કોઈ જુએ તો પણ કેટલુ ખરાબ લાગે'

તેજ પ્રમાણે અતરની સ્ફટિક નિર્મળ દિવાલો ઉપર કુવિચારના કોલસાથી નાના મોટા લીટા તાણતા મનરૂપી બાળકને પણ શિખામણના બે શબ્દો કહેવા જોઈએ!

'ઓ ભલા મન! તને બાળક જાણીને રમતુ મૂક્યુ એટલે તુ તારા જ ઘરની શોભારૂપ ઉજળી દિવાલો ઉપર મનગમતા શ્યામ ડાઘ પાડે છે. જો, તુ નહિ સમજે તો, અમે તને ક્યાય રમવા જવા નહિ દઈએ અને તારો જીવન-

(૧૭)

**આ**થી વાદળીના ગોટ જામ્યા હતા, હવા પણ જોરદાર હતી. ઘરમાં ગોઠતું ન્હોતું. બગીચામાં ફરવા ગયો. પાંદડે-પાંદડે તરતી કુદરતની પ્રાણવન્તી કવિતાનાં અમી પીધાં. એવામાં મારી નજર ખીલતા એક ફૂલ ઉપર પડી ફૂલ દૃઢતાપૂર્વક શાખાને વળગેલું હતું. જોરદાર હવામાં આમ તેમ ઝુલવા છતાંય, તે શાખાને સંપૂર્ણ સ્નેહપૂર્વક વળગી રહ્યું હતું.

**તે**ને જોઇને મને થયું કે, આ ફૂલની જેમ હું પણ વ્હાલા વિશ્વેશ્વરના પ્રેમને આદરપૂર્વક આલિંગી રહું તો..........!

(૧૮)

**હું** જગતપ્રવાસી ! અહીં.......... મારે ઠરીને બેસવાનું નજ હોય. આવ-જા કરતાં દૃશ્યોને તટસ્થાપૂર્વક અવલોકતાં મારે મારો પ્રવાસ પૂરો કરવો રહ્યો. જે અહીંના અવનવા બંધનોમાં લપટાય, તેને તેમાંથી નિર્મુક્ત થવા માટે પુનઃ એક ચક્કર-સંસારનો-લગાવવો પડે.

**શ્વા**સ અને ઉચ્છ્વાસ જેવા સુખ અને દુઃખના ક્ષણિક સંબંધોમાં લપટાઇને જે નિષ્ક્રિય-નિષ્પ્રાણ બને, તેને આ દુનિયાના અનેક વિકટ પ્રસંગોની હારમાળામાં ફસાઇ જવાના આકરા પ્રસંગો આવી મળે.

**અહિં**........મારૂં કશું નથી—ને બધું છે ! એમ વિવેકપૂર્વક સમજીને જે વિહરે, તેનો બેડો પાર થાય.

(૧૯)

**મા**નવી, ગગનથી ઘણો દુર છે, માટે તે ગગનના હૃદયપટે આલેખાયલા શાન્ત-નિર્મળ ભાવો ન વાંચી શકે; કિન્તુ પોતાના જ માનવબંધુના હૃદયના ભાવો વાંચતાં તે શા માટે અચકાતો હશે તે સમજાતું નથી!

**શું** એક માનવી અને બીજા વચ્ચે પણ આસમાન-જમીન જેટલું અંતર છે !

**મા**નવ, માનવને એક બીજાથી અલગ પાડતા ઇચ્છાઓના ઘટ્ટ-શ્યામ વાદળની પાર તરતા અનંત પ્રેમના દિવ્ય રશ્મિઓને નયન ઇશારે ઝીલી માંડતા માનવને આંગણે દૂર, સુદૂરના સઘળા ભેદો ઓગળીને એક થાય છે.

(२०)

શબ્દ !

શબ્દનો સંસાર, સંસાર શબ્દોનો છે.

એક શબ્દ અને એક તીર, તીર કાયા વીંધે, શબ્દનું બાણ મર્મસ્થાને ચોટ લગાવે, બે-પાંચ-દશ માઇલે તીર અટકે, શબ્દનું બાણ એક પળમાં લાખ્ખો જોજન ફરી વળે.

સુદઅચલપદ્મે ભમરો ગણગણે, અનેકદલશબ્દપદ્મે શ્યામ શરીરને શ્વેત પાંખોનો સંસાર-ભ્રમર શ્વાસ લે.

અસીમ ઉરભાવનું વાહન શબ્દ શબ્દના હવાઈ જહાજ (Aeroplane) પર બેસી સારો-ખોટો ઉરભાવ બ્રહ્માંડભરમાં ફરી વળે.

નિરાકાર સદા વ્યક્ત થાય શબ્દના આકારે.

ફૂલ-ઝાડ, નદી,-પર્વત, સાગર-શશી, સર્વે નિરાકારના બોલ છે, નિરંજનની આંખનાં અંજન છે.

હું કહું, 'જા!' અને 'જા' એ મારા અંસીમ ઉરભાવને વ્યક્ત કરતો શબ્દ 'જા'નો ઉરભાવ સમસ્ત સંસારની કુંજમાં અવનવા રૂપે રમી રહ્યો જ છે.

ઉરનો દરિયો સદા ભરેલો હોય, જરા થાય ને તેમાંથી સુગંધ પ્રસરે જે ભાવની તે ગંધ હોય, તેજ ભાવનો તેને આકાર મળે. આકાર પર નિરાકારની જ સવારી હોય, એટલે તેને કોઈ ન વારી શકે ને તે આકાશના 'આનંદ'માં લુપ્ત થાય.

બે કાંઠા વચ્ચે સરિતાનાં નિર્મળ જળ વહે, બે નજરમાં આકારનાં શબ્દો તરે. સરિતાને સામે તીર જવા એનાં ઊંડા જળ કાપવાં પડે, સાચી નજરમાં એકાકાર થવા, પથરાયેલા આકારના શબ્દોમાં નિરાકારને ઓળખવા પડે.

લક્ષ-કોટિ હીરા-મોતી, માણિક્ય કે જવાહીરથી શબ્દનો તોલ ન જ થાય. ને તેમ કરવાની ભાવના કોઈ ભાવશો મા !

સ્નેહ-શાન્તિ, રાગ કે તૃષ્ણા, તે તે પ્રત્યેકના ભાવને વ્યક્ત કરવાનું માધ્યમ તે શબ્દ. શબ્દને કોઈ ભાવ નથી. તેને બધાય ભાવો છે.

# જવલબહેનની ગંભીર સ્થિતિ !

શ્રી કેસરીઆજી તીર્થથી સત્તાવાર સમાચાર આવ્યા છે કે 'જવલબહેનનો પ્રશ્ન ગંભીર બની રહેલ છે. સમાધાનની સઘળી વાતો પડી ભાંગી છે રાજ્યના સૂત્રધારો ઉડાઉ જવાબ આપે છે '

શ્રી. કેસરીઆજી તીર્થની અવ્યવસ્થા મીટાવવા અને તેની સંપૂર્ણ વ્યવસ્થા જૈન સમાજને સોપાવવા માટે ચૈત્ર સુદ ત્રીજ તા ૧૨-૪-૪૮થી માગરોલ નિવાસી જવલબહેને ઉદયપુરમાં રહીને, અનસનવ્રત ચાલુ કર્યાને આજે પુરા ૪૦ દિવસ થયા છતા હજી સુધી તે પ્રશ્નનો નિકાલ લાવવા માટે ત્યાના અધિકારીઓ માનવતા પૂર્વકની કોઇ તૈયારી બતાવતા નથી બીજી બાજુ જવલબહેનની સ્થિતિ એકદમ ગભીર બની રહી છે

ચતુર્વિધ શ્રી સઘને કરવાનું કાર્ય એક શ્રાવિકા બાઇ કરી રહી છે, છતાં કોઇને ય શરમ નથી આવતી તે પણ એક નવાઇની વાત છે ? શાસનના જગમ તીર્થ સ્વરૂપ પૂ. સાધુવર્યો આજ કયા મહત્ત્વના ધાર્મિક કાર્યોમા રોકાઇ ગયા છે ? પૂ. સાધ્વીજીઓ એથી અધિકા કયા પવિત્ર ધર્મોમા રમમણ છે ? વાતવાતમા બાયો ચડાવીને ઉછળનારા શ્રાવકો આજે કયા સંતાઇ ગયા છે કે એ તમામની વતી એક ઉજ્જવળ આદર્શવતી શ્રાવિકાને પોતાના પ્રાણ હોડમાં મુકવાનો પ્રસંગ આવી પડયો છે !

જાગો ! પ્રભુ મહાવીરના ઓ સપુતો જાગો ! સૈકાઓની તમારી નિદ્રા ત્યગોને એક પવિત્ર આર્યાના પ્રાણ બચાવવા માટે ટોળાબંધ ઉદયપુરને માર્ગે પરવરો ! સાધુ, સાધ્વીને શ્રાવકોની હયાતિમા એક શ્રાવિકાને ધર્મકાર્ય કરતા પ્રાણની આહુતિ આપવી પડે તે કેટલી

ચોક્કસ માનજો કે હવે પછીનો તમારો વિલંબ એ વિનાશનું કારણ બની જશે. જરાજરામાં નિયમિતતાની વાતો ટાંકનારા તમને ધર્મના કાર્યમાં જ ઢીલ ક્યાંથી સુઝે છે?

ભારતના શ્રી. જૈનસંઘના એ આગેવાનો! તમને શ્રી. કેસરીઆજી તીર્થ બોલાવી રહ્યું છે, જવલબહેનનું અનશનવ્રત આમંત્રી રહ્યું છે. તીર્થરક્ષાના પ્રસંગે તમને ઘરની વાતો ક્યાંથી યાદ આવે છે? સ્વાર્થી બન્યો સિવાય શાસનનું નામ દીપાવવા ઝટપટ શ્રી. કેસરીઆજી તીર્થની રક્ષાને માટે કમર કસીને મેદાને પડો....



## હસ્તાક્ષર



બ્રિટિશ પ્રધાનમંડળની નીતિથી કંટાળીને ગ્લેડસ્ટને ૧૮૪૫ માં મંત્રીપદનું રાજીનામું આપવાનો અફર વિચાર કર્યો અને મહામંત્રી રોબર્ટ પીલને એ વિચારથી વાકેફ બનાવવાને તેણે તેને એક પત્ર લખી નાંખ્યો. 'પત્રમાંની વિગત ખાનગી રહે એ ખુબજ જરૂરી હોઈ તેણે પત્ર પર ''અતીવ ખાનગી' એવી નોંધ તો લખી પણ પત્ર કાર્ડ પર લખેલો હતો તેને કવરમાં બીડવાને બદલે તેણે તેને ખુલ્લા કાર્ડ રૂપે જ પોસ્ટમાં રવાના કર્યો.

પીલના હાથમાં કાર્ડ પહોંચતાં જ તે ગ્લેડસ્ટનની આવી બેદરકારી પર ખીજાયો. પણ પ્રેહામે કહ્યું 'ગભરાઓ છો શા માટે! સમસ્ત ઇગ્લાંડની પોષ્ટઓફીસોમાં એવો એક માણસ નહિ હોય કે જે ગ્લેડસ્ટનના અક્ષરો ઉકેલી શકે!'

આ રીતે ગ્લેડસ્ટનના અસ્પષ્ટ અક્ષરોએ ઇગ્લાંડને એક રાજદ્વારી ધરતીકંપમાંથી બચાવી લીધું પણ અસ્પષ્ટ અક્ષરોના લાભનાં આવાં દ્રષ્ટાંતો જગતના ઇતિહાસમાં વિરલ છે, જ્યારે એના નુકસાનથી દેશદેશના ઇતિહાસનાં

' ' !' સમ્રાટ અશોકે તક્ષશિલાના સુબા પર લખેલા પત્રમાં 'અધીયતામ્' ને બદલે 'અંધીયતામ્' લખ્યું. [કહેવાય છે કે આ ફેરફાર અશોકની રાણીએ કર્યો હતો, પરન્તુ તેમ હોય તો પણ તે લખાણુને છેલ્લી વખતે ચોકસાઈપૂર્વક વાંચી જવાની જરૂરિયાત સૂચવે છે.] ને ભારતવર્ષના યુવરાજ કુણાલે પોતાની આંખો ગુમાવી અને પરિણામે સિંહાસન પણ ગુમાવ્યું.

અમેરિકાના મશહૂર પત્રકાર ગ્રીલીના અક્ષર ખૂબજ અસ્પષ્ટ હતા. તેના નિકટના સાથીઓ કે પ્રતિદિન તેના અક્ષરના પરિચયમાં રહેનાર સિવાય બીજું કોઈ જ તેના અક્ષર ઉકેલી ન શકતું. અક્ષરના પ્રમાણમાં તેની સહી કંઈક સ્પષ્ટ થતી. એક વખત તેણે ફરજનો ભંગ કરનાર એક ઉપતંત્રીને બરતરફીનો પત્ર લખ્યો. તે ઉપતંત્રી એ પત્ર લઈ ફીલાડેલ્ફિયા પહોંચ્યો. ત્યાંના એક પત્રના માલિક સમક્ષ તેણે બરતરફીના પત્રને ગ્રીલી તરફના પ્રશંસાના પ્રમાણપત્ર તરીકે રજૂ કર્યો. માલિકે ગ્રીલીની સહી ઉકેલવામાં જ એટલી મુશ્કેલી અનુભવી કે ઉપરના પત્ર પર નજર ફેરવવાની પણ તે હિંમત ન કરી શક્યો. પરિણામે તેણે ઉપતંત્રીના જણાવ્યા પ્રમાણે એ પત્રને ગ્રીલીના પ્રમાણપત્ર તરીકે સ્વીકારી લીધો ને એ ઉપતંત્રીને તેણે પોતાના પત્રનો મુખ્ય તંત્રી બનાવ્યો. વર્ષો વીત્યા પછી ગ્રીલીને આ છેતરપીંડીની ખબર પડી પણ પછી પગલાં લેવાને માટે ઘણું મોડું થઈ ગયું હતું.

ગ્રીલી જ્યારે રેલ્વે-કંપનીના અધિષ્ઠાતાપદે હતો ત્યારે એક કારકુને કંઈક ભૂલ કરવાથી ગ્રીલીએ તેને બરતરફ કર્યો અને તે આશયનો તેના પર પત્ર લખી નાખ્યો. કારકુને તરત જ નોકરી છોડી દીધી ને ગ્રીલીના પત્રને સાચવી રાખ્યો. થોડોક સમય જવા દઈ તેણે એ પત્રને પહેલા વર્ગની મફત મુસાફરી કરવાને ગ્રીલીએ બક્ષેલા પાસ તરીકે વાપરવા માંડ્યો. ટિકિટ તપાસનારાઓ તો ગ્રીલીની સહી જ મુશ્કેલીએ ઉકેલતા, એટલે તે પત્રના લખાણને ખરું ખોટું કહેવાની હિંમત ન કરતાં તેઓ તેને પાસ તરીકે કબૂલી લેતા. આ રીતે, ગ્રીલીના હસ્તાક્ષરના પ્રતાપે, બરતરફ થયેલા કારકુને એજ બરતરફીના પત્રની મદદથી વર્ષો સુધી પહેલા વર્ગમાં મફત મુસાફરીની મોજ માણી.

નેપોલિયનને પોતાના ખરાબ હસ્તાક્ષર પરત્વે ખૂબજ અણગમો હતો. તેણે પાકટ વયે હસ્તાક્ષર સુધારવા પ્રયાસ કર્યો, પણ તેમાં તે નિષ્ફળ ગયો. ખરાબ હસ્તાક્ષરને તે કેળવણીની ઊણપ ગણતો. પોતાના અક્ષર પ્રત્યે પૂરતું લક્ષ ન આપવા માટે તેણે પોતાના બાળપણના શિક્ષકને મના કરવાનો

અમલમાં ન આવી શક્યો. આમ છતાં શિક્ષકને એક પ્રકારની સજા તો મળી જ ગઈ. ફ્રાન્સના શહેનશાહ અને યુરોપના વિજેતાનો તે બાલપણનો શિક્ષક છતાં તેને કશું જ મહત્ત્વ ન અપાયું. નેપોલિયનના હસ્તાક્ષર પ્રત્યે પૂરતી કાળજી આપી તેણે તેના અક્ષર જો બાલપણમાં સુંદર બનાવ્યા હોત તો નેપોલિયન તેને રાજકુટુંબના શિક્ષકપદે સ્થાપત.

મહાત્માજીને પણ પોતાના ખરાબ હસ્તાક્ષર માટે ખૂબ જ દુઃખ થતું. તેમણે પણ મોટી વયે અક્ષર સુધારવા પ્રયાસ કરેલ પરન્તુ તેમાં સફળતા મળી શકી નહોતી. પોતાની એ ઉણપને સૂચવતાં મહાત્માજીએ લખ્યું છે કે, "નઠારા અક્ષર અધૂરી કેળવણીની નીશાની ગણાવી જોઇએ. દરેક નવયુવક અને યુવતી મારા દાખલાથી ચેતે ને સમજે કે સારા અક્ષર એ વિદ્યાનું આવશ્યક અંગ છે."

કેટલાક માનવીને પોતાનું મહત્ત્વ અને કામગીરી દર્શાવવા ખાતર અક્ષરો જાણી જોઇને બગાડવાની ટેવ પડી હોય છે; અને પછી એ ટેવ તેમના જીવન સાથે જડાઇ જાય છે.

સ્વેચ્છાએ અક્ષરો બગાડવાની કલાનો દાકતરોએ તો જાણે ઇજારો જ રાખી લીધો છે. થોડાંક વર્ષ પૂર્વે એક નોર્વેજિયન ધારાસભ્યે દાકતરોના ખરાબ અક્ષરોથી પ્રજાને કેટલું નુકસાન વેઠવું પડે છે તે દર્શાવવાને એક દાકતર પાસે અમુક દર્દીને અનુલક્ષીને પ્રીસ્ક્રીપ્શન લખાવ્યું ને પછી તે પ્રીસ્ક્રીપ્શન જુદા જુદા દવાવાળાઓને ત્યાં રજુ કરી સંખ્યાબંધ સ્થળેથી દવાઓ લીધી. ધારાસભ્યની ધારણા પ્રમાણે જ એમાંની ઘણી–ખરી દવાઓ એક–બીજાથી ભિન્ન નીકળી આ વસ્તુસ્થિતિ પરત્વે ધારાસભાનું ધ્યાન ખેંચી દાકતરો પર સ્વચ્છ અક્ષરો કાઢવાની સૂચના મોકલવામાં આવી.

દાકતરોના અક્ષરો એમના કમ્પાઉન્ડર સિવાય બીજો કોઈ ભાગ્યે જ વાંચી શકે છે. એ સ્થિતિ પરત્વે કટાક્ષ કરતાં એક લેખકે જણાવ્યું છે કે, "પોતાના સંદેશાનું પરિણામ આવ્યા પૂર્વે જ એ સંદેશો કોઈ જાણી ન જાય તે ખાતર યમ પોતાને દૂતને જેમ ખાનગી ભાષામાં આજ્ઞાઓ મોકલાવે છે તેમ દાકતરો પણ યમના ચુસ્ત શિષ્ય તરીકે તેના એ પગલાને અક્ષરશઃ અનુસરે છે."

કેટલાક લેખકોને પણ પોતાની વિશિષ્ટતાના ચિન્હ તરીકે અને ઝડપના આવેશમાં અક્ષરો બગાડી નાંખવાની ટેવ પડી હોય છે. એવા લેખકોને થોડા

સોંપવામાં આવે તો વિશિષ્ટતાના ગુમાનમાં અક્ષરો બગાડવાનું તે બીજે જ દિવસે વીસરી જાય.

આધુનિક યુગનો માનવી યન્ત્રનો ગુલામ બન્યો છે. તેને પગ કે અશ્વ કરતાં મોટર કે રેલવે વધારે ગમે છે, ઘીના દીપક કરતાં ઇલેક્ટ્રીકની બત્તી વધારે આકર્ષે છે; કંઠ કરતાં ગ્રામોફોન વિશેષ ગમે છે, આંખોની સુન્દરતા કરતાં ચશ્મની સુન્દરતા પર તે વધારે લક્ષ આપે છે-તેજ રીતે પોતાના અક્ષરો પર ધ્યાન આપવાને બદલે તે ટાઇપ કે પ્રેસ પર વધારે ધ્યાન આપે છે. મોટરને રેલવેએ માનવીના પગ ભાંગી નાખ્યા છે, ઇલેક્ટ્રીકની બત્તીએ આંખોનું નૂર હણ્યું છે, ગ્રામોફોનનાં સંગીત સાંભળતો માનવી સન્નારીના પવિત્ર કંઠની કિંમત ભૂલ્યો છે, તેજ રીતે પોતાના અક્ષરો ટાઇપ પર કે પ્રેસમાં છપાયે સંતોષ અનુભવતો માનવી હસ્તાક્ષરો સુધારવાની જરુરિયાત ભૂલી ગયો છે.

ગ્લેડસ્ટન ટાઇપ-રાઇટરનો ખુબજ વિરોધી હતો તે કહેતો કે, "ટાઇપ-રાઇટર માનવી અને માનવી વચ્ચેના સંબંધમાં યાંત્રિક જડતા લાવી મૂકે છે." યાંત્રિક વિકાસ રૂપને વ્યક્ત કરે, રંગને વ્યક્ત કરે, સુગંધને વ્યક્ત કરે, કંઠને વ્યક્ત કરે, આશયને વ્યક્ત કરે--એ બધામાં તે ઝડપ અને વિપુલતા ઉમેરે તો પણ એ સર્વેમાં રહેલી નૈસર્ગિક ભાવનાને કે આત્મતત્વને તે વ્યક્ત નહિ કરી શકે ટાઇપના કે પ્રેસના અક્ષરો ગમે તેટલા સુંદર હોય પણ સુંદર હસ્તાક્ષર પ્રેમીઓ વચ્ચેની લાગણીને જે વેગ આપે તે ટાઇપ કે પ્રેસ ન આપી શકે.

પ્રાચીન ભારતીય પ્રજા હસ્તાક્ષર પ્રત્યે ખૂબજ લક્ષ આપતી પાટણ કે જેસલમીરના ભંડારમાં રહેલી હસ્તપ્રતો નિહાળવા લાગીએ તો તેમાના સુંદર અને મરોડદાર હસ્તાક્ષર પરથી નજર દૂર કરવાનુ પણ મન ન થાય. ને તેની જ જોડમાં લો આજના દાક્તરો, લેખકો કે અધિકારીઓનાં લખાણો મૂકીએ તો લાગે કે માનવી સુન્દર માનવી મટીને બિહામણું બન બની રહ્યો છે.

# સાચો રાહ.



**રોમ**માં **જુલિયસ સીઝર** નામે એક પ્રજાપ્રિય સરદાર રહેતો હતો. તેનો બંગલો એવી બાંધણીનો હતો કે, તેમાં થતી હીલચાલનો બહારના પ્રજાજનોને સ્પષ્ટ ખ્યાલ આવી શકે.

એક દિવસ સાંજે એક કારીગર તેને મળવા ગયો. નમીને તે બોલ્યો, "દેવ! થોડાક ખર્ચમાં, કહો તો આપના આ ભવનની બાંધણીને ફેરવી તેના અંદર થતી હીલચાલને ગુપ્ત રાખું."

**પ્રતાપી** રોમન સરદાર બોલ્યો, "મારા ઘરના ખૂણા-ખાંચરામાં શું થાય છે - તે બહારના લોકો દેખે એવું બાંધે, તો તને તેથી વધુ આપું. કેમકે મારા ઘરમાં મારી અવગણના થાય એવું કશું થતું નથી, – એમ લોકો કાને સાંભળીને જાણે – તે કરતાં પ્રત્યક્ષપણે જોઈને જાણે તે મને વધારે ગમે છે."

**પ્રજાના હૃદય સુધી પહોંચવાનો**, પ્રજાના લાડીલા આગેવાનો માટેનો આ સુંદર માર્ગ છે. અને જે પ્રજાનિયુક્ત પ્રધાન સત્તાના આફરાને પરિણામે પોતાની અને પ્રજાજનોની વચ્ચે અણઓળખની વજ્રદિવાલ ઊભી કરે છે, તે તેની પ્રજાની નજરમાંથી નીચો પડી જાય છે, અને જે પ્રજાની નજરે નીચો ઠરે, તેને પરમેશ્વર પણ ન ઝીલી શકે.

**સત્તા કે લક્ષ્મીની વિપુલતાને** કારણે-માનવ માનવ વચ્ચે પડતા મોટા ભેદભાવોને જરા પણ મહત્ત્વ આપ્યા સિવાય, માનવતાના ધોરણપૂર્વક વર્તનારા સ્ત્રી-પુરુષો વડે માનવજાતને સદા લાભ જ છે, અને તેમાં ય જે દેશના પ્રધાન કાર્યકર્તાઓ એ ધોરણસર વર્તન રાખે તે દેશની પ્રજાનું જતે દિવસે સાચું કલ્યાણ સધાય. કારણ કે અગ્રણીઓની છાયા જેવી તેવી નથી હોતી.

**બાકી જેમને મન પ્રજા કરતાં સત્તા મોટી છે**, શુભ કરતાં દ્રવ્ય શ્રેયસ્કર છે એવા અગ્રણી પ્રજાજનો જ્યાં વસતા હોય ત્યાં કદી પ્રેમ, એકવાક્યતા કે નીતિનું વ્યાજબી ધોરણ ન જ જળવાઈ રહે. અને તેના અભાવે તે દેશમાં કુસંપ, અનીતિ અને દ્વેષનું વાતાવરણ જામતું જાય.

**જીવનસિદ્ધિનો સાચો રાહ છે – જીવમાત્રના સદન રૂપી**

# नीति और जमाना

शंकरभाई सोलंकी

जगतमें मनुष्यके नीतिका नाता करीबमा होता यदि माया और लालसा उसकी चाहनियाँ बनती। नीतिका आविष्कार दिलके देशसे होता है। इस लिये वह स्वाभावके नजदीक और न्यायकी रीस्तेदार रहना चाहती है। नर्कसे बाज आना इसका कार्य नहीं। जगतमें नीति बोने वाले महात्मा क्यों असफल रहे? चूंकि नीतिका गला आवश्यकताओंने घोंट लिया है। आवश्यक्ताओंका दोर मायासे है। मायाकी लोलुपता इन्द्रियाँ अपने ऐहिक सुखके लिये करती है। लालसाने कई लालोंको लाली लूटाली लेकिन लोलुपता-प्यासका-पता न ला सकी। नीतिके प्रचारके लिये नर्ककी धमकी और स्वर्गकी लालच क्यों? नीति क्या भ्रममूलक है?

खेर नीति असफल रही। पर इसका प्रचारक क्यों हतोत्साह होता है? वह खुद नहीं देख शक्ता, कि जगतकी अनीतिसे जीवन प्रवाहके पथ पर अनेकविध आपत्तियाँ आ कर खडी हो रही है। उसकी वास्तविक खुशीके लिये क्या इतनी समझ-काफी नहीं है?

नीतिको हम पैसोंके पैमाने से नापते हैं वह कीतना नाग ग्यरासप्त है? "नीतिनो रीती नहीं, अनरीती है अति अनीति नो खेल." हर जगह अनीति नजर आती है तो क्या वह अनीति सही है? उसके लिये हम पैसोंके ऐनक उतारके देखें।

पैसा तो साधन है। जीवन वहनके लिये पैसे तो एक सुलभ साधन बने है। अब शोचो कि हम साधनके लिये कीतने अधीन हो गये है-तो भी हम इसे लीपटकर यारी करते है?

इस जगतमें अगर शाश्वत शांति पानी है तो नीतिकी गाडीमें बैठ जायें। वो गाडीको सत्य और अहिंसा केदो पहिये है। सारथी

आपको ही बनना पडेगा। लगामको इतनी तन कर न पकडें कि घोडे चल ही न शकें और इतनी ढीली भी न छोडें कि वे प्रमादी बन जायें।

जीवनमें नीतिको बनाए रखना वह उसकी खुबी है। अनीति से लोहा लेना यही जीवन-संग्राम है। जमाने की नीति और आपकी नीतिका मिलान करने जायेंगे तो शायद उसमें एक तीसरी नीति पैदा हो जायेंगी। और आप उलझनमें पड जायेंगे। हमे काम करने के पहले अपने दिलको टटोलें और पूछे, वह ज़वाब तो देगा पर वह समझने का सीखना होगा। हलके २ वह भी हो जायगा!

पुराने जमानेमें नीति उतनी सस्ती थी कि लोंगोको वह लेना व जीवनमें अदा करना बाँये हाथका खेल था, आप कहेंगे आज तो नीति पर चलने वाले भूखों मरते हैं? नहीं! वह एक परीक्षा है। थोडे दिनोंके फाकोंसे भी यदि नीति मीलती तो भी वह सस्ती होती।

पुराना जमाना शरीर श्रमसे आवश्यकाओं की पूर्ति करता था। आवश्यका और इन्सानके बीच एक सीधा वास्ता था! आज विज्ञानके जमानेमें इन्सान और आवश्यका के बीचमें पैसे और यंत्र घुस गये हैं, जो मिलाते २ मनुष्य, मनुष्य नहीं रहता और वह भी एक यंत्र सा हो जाता है। विज्ञानकी शक्ति को इस्तमाल करते हुए हमे नीतिको निभाना है। नीति आत्माकी खुराक् है, यदि खुराक् न मिली तो आत्मा सोया रहेगा। वे आत्मबल केवल शरीरबलको क्या करेंगे? वह तो एक यंत्र ही ठहरा न?



हे भव्य! तूं धर्म धूतारों की फाकी में आ कर अर्थात् वाडा· बन्धियों की फाकी में आ कर मिथ्या कर्म रूपी गांठसे बन्धीजना नहीं वाडाबन्धी कुगुरुओं से सदा दूर हो रहना।

\+ . + +

# लक्ष्मी

विजय

सत्तहरमी सदी के मध्याह्नमें मुर्शिदाबादमें हीरालाल और मोतीलाल नामक दो भाई रहते थे। मूल तो वे मारवाड़ के थे परंतु व्यापारार्थे बंगालमें जा रहे थे। हीरालालकी पत्नी तारामती थी और मोतीलाल की पत्नी ललिता।

दोनों भाई थे तो गरीब लेकिन तारामतीका प्रभावमय वात्सल्य व विशिष्ट बुद्धि और ललिता की मार्दवता दोनों को सुखी बनानेमें मददरूप बनती।

तारामतीने दोनों भाईको नियम दिया था कि वो जब शामको घर लौटे उन्होंने कुछ न कुछ तो साथ जरूर लाना। इससे दोनों भाई उद्यममें मग्न रहने लगे। लेकिन एक दिन मोतीलाल को कुछ न मिला। इस पर भाभीने जब टकोर की तब मोतीलाल क्रुद्ध होकर बहार चला गया और रास्तेमें पड़ा हुआ एक मृत सर्पको लकडी पर उठा कर घर ले आया और भाभी को कहा, 'भाभी, मैं ये चीज लाया हूँ।'

तारामती और ललिता प्रथम तो घबरा गई लेकिन तारामतीने इस विचित्र प्रसंगमें भी भाग्योदयका मूल पहचान कर दियरको मृत सर्प को घरके झरोखेमें रखने की सूचना दी!

उस समय मुर्शिदाबादमें नवाब मुर्शिदकुलीखांका शासन चलता था। वो मोगल शहेनशाह का सुबा था लेकिन उसका वैभव शहेनशाहके समान था। उसकी बेगम हेरुन्निसा एक रस-मूर्ति थी। नवाबने उसके लिये राजभवनके झरोखेमें एक सुंदर बाग बनवाया था।

एक प्रसंग पर वो बागमें घुमते वख्त हेरुन्निसाने धाम लगनेकी घबहटसे अपना बहु मूल्य रत्नहार समीप वर्ती साफ जगह पर रख दिया। लौटते समय वो हारको भूल गई। हार सर्पाकार था। इस लिये शामके समय कइ बाज पक्षी सर्पकी भ्रान्तिसे

उसको उठा गया। लेकिन हीरालाल के झरोखे परसे उड़ते बख्त पक्षीने वहाँ सच्चा सर्प देखा और उसने हार वहाँ ही छोड़ दिया और सर्पको लेकर उड़ चला।

रातको हार गूम होनेके समाचार जाहिर हुए। नवावने हार ढुंढलाने वालेके लिये सोह सुवर्णमहोर का इनाम जाहिर किया। प्रभातके समय कुछ कार्य निमित्त तारामती अपने झरोखे पर गइ वहाँ पर उसने बड़े आश्चर्यके साथ-पडा हुआ बहुमूल्य-हार देखा। देखते ही वो समझ गइ कि ये हार नवावका ही होना चाहिये। उसने दोनों भाईको हार लेकर राजमहेलमें भेजे।

नवावने दोनों भाईका वृत्तांत सूना। वो तारामतीकी कर्तव्यशीलता पर मुग्ध हुआ और उसने तारामतीको अपनी भगिनी तुल्य प्रमाण कर सोह सुवर्णमुद्राका निश्चित इनामके बजाय दूसरी एक सोह मुद्रा हीरालालको प्रदान करनेकी भावना व्यक्त की। लेकिन हीरालालने पसे प्रकारकी मता लेनेकी साफ२ ना सूनाई। नावाव इस पर और मुग्ध हुआ। उसने हीरालालकी कोई भी इच्छा पूर्ण करनेका वचन दिया। हीरालालने-'कभी माग लूंगा' कह कर रजा ली।

कुछ समय व्यतीत होने पर दीपोत्सवी पर्व आया। नवाब मूलसे हिन्दु था परंतु धर्मपरिवर्तन कर उसने मुस्लीम धर्म स्वीकृत किया था। इस लिये उसके मनमें दीपोत्सवीपर्व मनाने की भावना प्रगट हुइ। उसने पेसा हुकम फरमाया कि इस वख्त दीपोत्सवी केवल राजमहलमें ही मनाई जायगी, और इसके अलावा नगरभरमें दूसरा कोईभी घरमें दीपक प्रगटाने की मना की जाती है। प्रजाको नवावका हुक्म मानना ही पड़ा।

तारामतीको नवावका ये हुक्म न रुचा। उस समय ललिता गर्भवती थी यह प्रसंगको आगे कर उसने हीरालालको नवावके पास भेजा और पूर्व वचनकी याद दीला कर अपने गृहमें दीपक जलानेकी अनुमति मंगने को कहा। नवाब वचनसे बंधा हुआ था इस लिये उसको अनुमति देनी ही पड़ी। इस तरह दीपोत्सवी के दिन नवाब और हीरालाल के ही मकानोंमें दीपक जल रहे थे।

नवाबके महलमें लाखों दीपक झगमगते थे और हीरालालके मकानमें घीका एक ही दीपक जलता था।

दीपोत्सवीके दीन शामको तारामती जल भरनेके लिये गंगाके तट पर जा पहुँची। वहाँ उसने नावमेंसे लक्ष्मीदेवी को उतरती देखी। लक्ष्मीके वदन पर विषाद था और वो नवाबके महल प्रति जा रही थी।

'बहन,' तारामतीने लक्ष्मी के रास्तेमें जा कर विनयसे पूछा, 'आपको क्या सुबाका महल ही पसंद आता है?'

'मेरी पसंदगी की बात ही कहाँ है?' लक्ष्मीने वात्सल्यभावसे कहा. 'तू देखती तो है कि आज दीपोत्सवी के दिन भी दीपकश्रेणि केवल राजमहलमें ही झगमग रही है।'

'जी,' तारामतीने शांतिसे कहा, 'राजमहलमें लाख २ दीपक झगमगते होंगे, परंतु मेरी झोंपडीमें भी घीका एक शुद्ध दीपक तो जल रहा है। आप मेरे यहाँ नहीं पधार सकती?'

'अवश्य आउंगी' लक्ष्मीने प्रेमसे कहा।

'आप आगे बढो.' तारामतीने विनम्र स्वरसे कहा, 'और मैं जल भर कर पीछे २ आती हूँ। मगर मेरे आने पहिले ही चला न जाना।'

'नहीं जाउंगी' कह कर लक्ष्मी तारामतीके घरकी ओर चली।

तारामतीने अब शोचा कि, यदि मैं घर वापस न लौटूं तो वचनबद्ध लक्ष्मी मेरे स्वामीका घर कभी नहि छोड सकेगी। और अपने स्वामीके गृहको हमेशके लिये लक्ष्मीका निवासस्थान बनाने कि उम्मीदसे वो-पतितपावनी गंगामैयाकी गोदमें लेट गइ। गंगाने बडे हर्षके साथ उसका स्वीकार कर लिया।

लक्ष्मी वर्षों तक तारामतीकी राह देखती उस घरमें ही रही। ललिताका पुत्र जगतशेठ बना। उन्होंने स्व. तारामतीकी मधुर स्मृति जारी रखी, और जहाँ तक वो घरमें तारामतीकी स्मृति रही वहाँ तक लक्ष्मी वहाँ ही रही।

लेकिन वो स्मृति दूर होते ही प्लासीके युद्धके समय लक्ष्मीने वो घर छोड दिया।

# 'पयन्ना' साहित्य

ले. अगरचन्दजी नाहटा

नंदीसूत्रके अनुसार तीर्थंकरों के सामान्य शिष्यों के रचित प्रकीर्ण[1] ग्रन्थो की संज्ञा 'पइण्णग' या 'पयण्णग' है। ४५ जैनागमों की संख्या में पयन्नों की संख्या १० मानी गयी है पर उपलब्ध पयन्नों की संख्या इससे बहुत अधिक है अतः पयन्ना साहित्य की भली भाँति छान बीन होना नितांत आवश्यक है। खेद का विषय है कि अभी तक किसी भी विद्वानने इनका तुलनात्मक अध्ययन कर प्रकाश नहीं डाला है। जैसा कि मैंने कई पयन्नों का अध्ययन एवं श्रवण किया है ये हमारे बहुत ही उपयोगी ग्रन्थ है। मनुष्य की अन्तिम आराधना समाधि मरण के लिये कई पयन्नो में जो सुन्दर उपदेश है वह आत्माको ऊँचा उठाने के लिये अद्वितीय सा है अतः इन सब को अनुवाद के साथ शीघ्र ही प्रकाशित करना चाहिये। यह साहित्य है भी बहुत थोडे परिमाण में, अतः अंगविद्यादि कु छेक को छोड अवशेष एक

---

१—भ. महावीर के १४ हजार साधु थे। उनके रचित १४ हजार पयन्ने की बात कही जाती है पर वह संभाव्य नहीं है। सभी मुनियों ने ग्रन्थ बनाये है यह अन्य साधनों से प्रमाणित नहीं होता न भ. महावीर के शिष्यों के रचित विशेष पयन्ने ही उपलब्ध है। उपलब्ध पयन्नो में कईयों के रचयिता भ. महावीर के शिष्य बतलाये जाते हैं परवे परम्परा शिष्य ही कहे जा सक्ते हैं। साक्षात शिष्य के रचित होने का कोई प्रमाण नहीं है। हाँ इतना अवश्य कहा जा सका है कि नंदी एवं पाक्षिकसूत्र में जिनका नाम निर्देश है वे ५वीं शताब्दी से पूर्ववर्ती सिद्ध होते हैं।

२—आगमों की संख्या ४५ निर्धारित होने का समय प्रायः १३ वीं शताब्दी संभव है उनमें भी १० पयन्नों के नामों में एकमत नहीं पाया जाता।

ही संग्रह ग्रन्थ में मूल मात्र समस्त पयन्ने प्रकाशित हो सक्ते है। आशा है इस लेख से प्रेरणा पाकर कोई जैन ग्रन्थ प्रकाशिनी संस्थाएँ एवं मुनिगण इनके प्रकाशन का शीघ्र ही प्रयत्न करेंगे।

पयन्नों का प्राचीन वर्गीकरणः—

१ नंदीसूत्रमें उपलब्ध पयन्नों को उपाङ्गादि कहे जानेवाले ग्रन्थो की भाँति कालिक उत्कालिक नामक दो भागों में विभक्त किया हुआ है। १ देविंदत्थओ २ तंदुलवेयालियं ३ चंदाविज्झयं ४ गणिविज्जा ५ आउर पच्चक्खाणं ६ महापच्चक्खाणं, झाणविभत्ति, मरणविभत्ति आदि को उत्कालिक एवं दीवसागर पण्णत्ती अंग-चूलिया, वग्गचूलिया आदि कालिक बतलाये गये हैं।

४५ आगमों से पयन्नों के १० नाम—

२ हमारे अवलोकन में ४५ आगमों का नाम निर्देश सर्व प्रथम विचारसार प्रकरणमें पाया जाता है यह ग्रन्थ धर्मघोपसूरि के शिष्य देवप्रभसूरि का हैं अतः १४वीं शताब्दी के पूर्वार्द्धका संभव है। इसमें पयन्नों की संख्या १० तो नहीं बतलाई पर उपलब्ध पयन्नो में से निम्नोक्त पयन्नों के नाम हैः—

तंदुलवेयालियक चंदाविज्जय, तेहवगणिविज्जा।
निरयंविभत्ति आउरपच्चक्खाण इय पयन्ना। ५०।
गणधर वलयं देविंदनरिंदा मरण झाण विभत्तिओ।
पक्खिय नंदी अणुओगदारा, देविंदसंथवणं ॥ ५१ ॥

अर्थात् इसमें नंदी अनुयोगद्वारव पक्खीसूत्र के साथ वर्त्तमान पयन्ने कहेजानेवाले ग्रन्थों का भी निर्देश कर दिया गया है पर संख्या दशकी ही आजाती हैः—

(१) तंदुलवेयालीअ (२) चंदाविज्झय (३) गणिविज्जा (४) निरय-विभत्ती[१] (५) आउरपच्चक्खाण (६) गणधरवलय[२] (७) देविंदनरिंदं[३] (८) मरणविभत्ती (९) झाणविभत्ती[४] (१०) देविंदसंथवण।

---

१ बृहट्टिपनिका के समय से नहीं मिलता।

२-४ अनुपलब्ध है

३ का अपर नाम मरणसमाधि होने का प्रो. हीरालाल कापडियाने निर्देश किया है।

३—१४ वीं शताब्दी के उत्तरार्द्ध के सुप्रसिद्ध विद्वान् जिनप्रभसूरिजीने सिद्धांतस्तवमें उपलब्ध पयन्नोंमें से १३ का नाम निर्देश किया है। १ मरणसमाधि २ आउरपचक्खाणं ३ महापचक्खाण ४ संस्तारक ५ चंद्रवेधाक ६ भतपरिक्षा ७ चतुःशरण ८ वीरस्तव ९ देवेन्द्र स्तव १० गच्छाचार ११ गणिविज्जा १२ द्वीपसागरपन्नत्ति तंदुलवेयालिय।

४ सं १४१० के लगभग की लिखित बृहट्टिपनिका नामक प्राचीन जैनग्रन्थसूची में २० पयन्नों के नाम गाथादि के निर्देश सह इस प्रकार है—

१ आतुरप्रत्याख्यानम् गाथा ८४, १३४, वृतिराञ्चलक भुवन तुंगसूरि कृत, ६३ ध्यानक नाम गर्भा ४२०

२ महाप्रत्याख्यान सूत्रम् १४३

३ देवेन्द्रस्तव गाथा ३०३

४ तन्दुलवेचारिकम् ४००

५ संस्तारक गाथा १२१

७ भक्त परिज्ञा १७१

७ आराधनापताका १०७८ वर्षे वीरभद्राचार्य कृत। १९३

८ गणिविज्जा ८५

९ अंगविद्या षष्टि अध्यात्मिका १०००

१० चउसरणम् गाथा ६४ वृतिराञ्चलक भुवनतुगसूरिया ८००

११ द्वीपसागर प्रज्ञप्ति गाथा २२३ श्लोक २८०

१२ ज्योतिष्करंड वृत्ति ससूत्रा मलयगिरिया सूत्र १८५० वृत्ति ५०००

१३ मरणसमाधि गाथा ६५६

१४ तीर्थोद्धार गाथा १२३३

१५ सिद्धप्राभृत वृत्ति सूत्र १२० वृत्ति ८५०

१६ निरय विभक्ति २००

(१७) चन्द्रवेधकम् १७४

१८ अजीवकल्प गाथा ४४

(१९) गच्छाचार गाथा १३८

२० वीरस्तव गाथा ४३

पू-सं. १५४० में लोंकामहानुयायी ऋषियों ने जिन ४५ आगमों को मान्य करने के पत्र[1] पर सही की थी उसमें गाथा सह नीचे लिखे पयन्नों के नाम हैं—

| | |
|---|---|
| (१) चउसरणं ६३ | (२) आगरपच्चखाणं ८४ |
| (३) महापच्चक्खाण १३४ | (४) भक्त पइन्नुं १७१ |
| (५) तदुलवेआलिअ ४०० | (६) गणिविज्जा १०० |
| (७) देविंदत्थय ३०० | (८) चंदाविजय १७६ |
| (९) संथारापइन्नुं १२१ | (१०) मरणविभक्ति ६६५ |

श्री. यशोविजय उपाध्याय आदि पीछले ग्रन्थकारोंने ४५ आगमों में १० पयन्नों को गिनाया है—

| | | |
|---|---|---|
| (१) चउसरणं | (२) आउरपचखाण | (३) वीरस्तव |
| (४) भत्रपचखाण | (५) तंदुलवेचालिअ | (६) चंदाविज्ञा |
| (७) गणीविज्ञा | (८) मरणसमाधि | (९) देवेन्द्रस्तव |
| (१०) संथारग | | |

( अपूर्ण )

१ पत्र से यह भी ज्ञात होता है कि उस समय कई पयन्नों की गाथाओं के न्यूनाधिक एवं पाठ सम्बन्धी मतभेद था।



निश्चय से आत्मा को आत्मा ही मोक्षपद देने वाला है इस लिये परमार्थ से आत्मा ही आत्मा का गुरू है परन्तु निश्चय से आत्मा का गुरु दूसरा कोई भी नहीं है इस वास्ते परमार्थ से आत्मा ही देव है आत्मा ही गुरु है और आत्मा ही धर्म है ऐसी जो शुद्ध श्रद्धा होनी वही मोक्ष का शुद्ध रास्ता है।

\+ + +

# दो नारियोंका आदर्श बलिदान

ले. श्री भीखमचन्दजी बाँठिया.

सर्दी के दिन थे। शीत समीर तीरकी तरह चल रहा था। बीरबलने अकबरसे प्रार्थना की कि वे तानसेनसे दीपक राग गवायें। अकबरने आज्ञा दी। तानसेनने अनिच्छा प्रकट की, किंतु राजाज्ञाके सम्मुख वे कुछ नहीं कर सके। उन्होंने दीपक राग गाया। राजसदनमें गर्मी छा गयी। तानसेन अन्तर्ज्वालासे घबरा गये।

उनकी जलन मिटी नहीं। स्वास्थ्य गिरता गया। इस कारण अकबरसे आज्ञा लेकर वे गुजरातप्रान्तमें साबरमतीके तटपर आये। उन दिनों मुगलोंके आक्रमणका लक्ष्य गुजरात ही था। उनके भयसे हिंदू-स्त्रियाँ अरुणोदयके पूर्व ही जल भर लिया करती थीं।

एक गाँवकी दो बहनें साबरमती पर जल लेने गयीं। बड़ीका नाम था 'तानी' और छोटीको 'नानी' कहते थे। दोनोंने तानसेनको देखा। सहसा तानीके मुँहसे निकल गया, यह तो दीपक रागसे जला मालूम होता है।

तानसेनने भी सुन लिया। उनके मनमें आशा बन्ध गयी। वे दौड़े हुए दोनों बहनोंके पास आकर अपनी सारी गाथा सुनाने लगे। पहले तो दोनों बहनें भयभीत हुई, किंतु उनके शपथ खाने तथा बारबार बहिन कहनेसे वे थोडी आश्वस्त हुई और उन्हें अपने घर ले गयीं। 'नानी'ने घर पर मधुर मेघराग गाया। एक नहीं, कई बार गाया। तानसेनकी अन्तर्ज्वाला मिट गयी। वे पूर्ण स्वस्थ हो गये। भाई-बहिनका सम्बन्ध स्थापित करके तथा इस भेदको गुप्त रखनेका वचन देकर वे दिल्ली लौट आये।

तानसेनको स्वस्थ देखकर अकबर बहुत प्रसन्न हुआ। 'मेघराग' सुननेकी उसने अभिलाषा प्रकट की। राजहठके सामने तानसेनकी एक न चली। मन मसोसते वे अकबरको लेकर पुनः साबरमतीके तटपर आये। नियत समयपर कलशी लिये तानी-नानी जलभरने आयीं। उन्होंने तानसेनको पहचान लिया तथा अकबरको भी अनुमानसे समझा। उन्हें तानसेनपर मन-ही-मन रोष हुआ।

दौडकर अकबरने दोनों देवीओंके सामने सिर झुकाकर अत्यन्त विनयसे मेघराग सुनानेकी प्रार्थना की। वे मुगलसम्राटके अत्यन्त विनय और स्नेह भरे पवित्र अनुरोधको नहीं टाल सकीं और अपने भविष्यका निर्णय करके उन्होंने अनुरोध स्वीकार कर लिया। नियत समय पर सजी महफिलमें उन्होंने मेघराग गाया। अकबर अत्यन्त प्रसन्न हुआ। दोनोंके पतियों के नाम जागीर भी लीख दी।

तानी-नानी संगीतकी पण्डिता ही नहीं थीं, वे दोनों परम सती थीं। सतीत्व-रक्षणके लिये दोनो ने अपने कटि-प्रदेशमें तीक्ष्ण कटार छिपा लीया था। अकबरके सामनेसे हटते ही दोनो ने अपनी-अपनी कटार उठायी। कटार एक ही साथ चमक गयी और परस्पर एककी कटारने दूसरेकी गर्दन उतार दी। खूनका फव्वारा छट गया। तानसेनकी दृष्टि पडी तो एक आहके साथ वे मूर्च्छित हो गये। विश्वकी अलभ्य खो दी थी तानसेनने। वे बाणविद्ध पक्षीकी भाँति छटपटा रहे थे।

तानी-नानीके पति आये। अकबरने उनके सामने सिर झुका लिया। दोनो ने अपने-अपने पतिको पत्र लिखे थे। घरसे निकलनेके पूर्व ही उन्हो ने प्राणत्यागका निश्चय कर लिया था और पत्र पहलेसे लिखकर घर छोड आयी थीं। पत्रो में लिखा था—

प्राणनाथ! विवश होकर हमें आपकी अनुपस्थितिमें यवन-सम्राटके सामने मजलिसमें आकर गाना पड़ा है। हम पवित्र हैं। हमारा सतीत्व रक्षित है। बादशाहने हमें अपनी पुत्रीके समान समझकर व्यहवार किया है। फीर भी हम पातिव्रत्यके एक अङ्गसे भ्रष्ट हो गयीं हैं; अब परलोकमें आपके आनेकी हम दोनों प्रतीक्षा करेंगी। × आपकी ही चरणसेविका।

× × ×

दोनों पवित्र नारियोंकी स्मृतिके लिये वहाँ 'संगीतमन्दिर' स्थापित किया गया। इतने वर्षोंके अनन्तर भी उस स्मारकका भग्नावशेष अहमदाबादके एलिस पुलके निकट विद्यमान है।

तानसेन ताना और नानीको अपने जीवनमें नहीं भूल सके। अपनी उन दोनों धर्मबहिनोंका नाम चिरस्थायी बनानेके लिये उन्होंने स्वरोंमें जहाँ 'ॐ' का प्रयोग होता था, वहाँ 'तोम ताना नाना या तोम-ता-ना-नाना' का प्रयोग किया, जो आज भी प्रचलित है।

('कल्याण' साभार उध्धृत')

---

× कहाँ ये पवित्र ललनाएँ और कहाँ कलाके नाम पर जहाँ-तहाँ नृत्य करनेवाली नारियाँ।

## हिंदी प्रदेश में पाठशालाए और धार्मिक वांचन अभ्यास के लिये उपयोगी साहित्य

| | | |
|---|---|---|
| १ | गुरुचैत्यवंदन सामायिक आदि | ०—२—६ |
| २ | राई-देवसी भावार्थ सहित | ०—६—० |
| ३ | नवपद आराधन विधि संग्रह | ०-१२-० |
| ४ | स्नात्रपूजा-नवपद पूजा | ०—६—० |
| ५ | आनुपूर्वी-दर्शनचोवीसी | १—०—० |
| ६ | जीवविचार | ०—४—० |
| ७ | त्रैलोक्य दीपिका | ०—८—० |
| ८ | मांडवगढ़ के मंत्री | ०-१०-० |
| ९ | सामायिक सूत्रादि अर्थ सहित | ०—४—० |
| १० | दर्शनन्याय स्तवनावलि | ०—८—० |
| ११ | वल्लभगुण स्तवनावलि | ०—४—० |
| १२ | अभक्ष्य-अनंतकाय | ०-१२-० |
| १३ | नवस्मरण | ०—४—० |
| १४ | चैत्यवंदन रहस्य | ०—४—० |
| १५ | हिंदी वांचनमाला प्रथम पुस्तक | ०—४—० |
| १६ | बालप्रवेशिका पहिला भाग | ०—२—५ |
| १७ | दूसरा भाग | ०—६—० |

उपरांत महेसाणा पाठशालासे प्रकाशित पुस्तकें और चरवला, संथारीआ आदि उपकरण मीलेंगे।

लीखो—श्री जैन श्वेताम्बर :

સંપાદન:—

**સ**ર્વમંગળની મંગલતમ ભાવનાને યથાશક્તિમતિ ફોરવવાના પવિત્ર ઉદ્દેશપૂર્વક ચાલતા આ માસિકમાં સહુને ઉપયોગી થાય એવાં ને સંસ્કારી છતાં સાદી ભાષામાં આલેખાયલા લેખો, વાર્તા, નાટિકા નિબંધ, કાવ્ય, જીવનચરિત્ર, સંવાદ, પ્રવાસવર્ણન, તીર્થપરિચય વિગેરેને સ્થાન મળશે.

**ન**હિ સ્વીકારાયેલા લેખો જો ટપાલખર્ચ નહિ મોકલવામાં આવ્યું હોય, તો બીજે મહીને રદ થશે.

કોઈપણ પ્રકારનું લખાણ પ્રગટ કરવું ન કરવું તે તંત્રીની પવિત્ર ભાવના પર નિર્ભર રહેશે.

**મા**સિક માટેનું લખાણ સારા અક્ષરે, શાહીથી ને કાગળની એકજ બાજુએ લખાએલું હોવું જરૂરી છે.

**મા**સિકમાં ગુજરાતી હિન્દીના બે વિભાગ એટલા માટે રાખવામાં આવ્યા છે કે, બહોળી જનતાના કાન સુધી તેનો પવિત્ર મંગળ ધ્વનિ પહોંચી શકે; તેમજ ઉભયવર્ગના સાક્ષારત્નોના સત્સમાગમમાં અવાય.

**તં**ત્રી સાથેનો તમામ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો; તેમજ બદલાનાં પત્રો પણ ત્યાંજ મોકલવાં.

તંત્રી.—'મંગલ', રીસાલા બજાર,
નવા ડીસા. (ઉ. ગુ.)

વ્યવસ્થા:—

આ માસિક દર માસની તા. ૨૧ મીએ નિયમિત પ્રગટ થશે.

સરનામાનો ફેરફાર તુરતજ જણાવો કે અંક ગેરવલ્લે જાય નહિ.

આ માસિકનું લવાજમ (૧) **મફતલાલ સંઘવી,** રીસાલા બજાર, **નવા ડીસા** (ઉ. ગુ) (૨) **શ્રી** ઇન્દોર જૈન શ્વેતામ્બર સંઘની પેઢી, પીપળી બજાર, **ઈન્દોર સીટી.** એ ઠેકાણે ભરી શકાશે.

લવાજમ વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર પણ તંત્રીના સરનામે કરવો.

# 卐 मंगल—लता. 卐



સૂર્ય, ચન્દ્ર ને અગણિત તારાની નિર્મળ જ્યોતિ જ્યાં નિશદિન અજવાળાં પાથરે છે. તે પૃથ્વીના વિશાળ આંગણામાં અનીતિ, અત્યાચાર ને અસત્યના તિમિરછાંયા ગઢ ઊભા થાય ને પ્રકાશનો વારસદાર માનવ તેમાં હર્ષપૂર્વક મ્હાલે  તે ખરેખર! માનવકુળની શરમની પરિસીમા જેવું જ ગણાય.

માનવજાતને અહિંસાનો પરમ માર્ગ સમજાવવા સત્યનો પ્રકાશ પીરસવા તેમજ સંયમ અને સદાચારના સુરભિવંતા સુમનોના જીવનમાં ઊંડી રમતો રમતી કરવાના પવિત્ર ઉદ્દેશને જગતના મુખ્ય મુખ્ય ધર્મોએ જે પ્રાધાન્ય આપ્યું છે. તેની તરફ વર્તમાન જગતની પ્રજાઓએ દુર્લક્ષ આપવા માંડયું છે, ને તેના પ્રત્યાઘાતરૂપે જગતમાં આજે અશાન્તિ પ્રસરી રહી છે............................

અશાંતિની તે આગને ઠારવ, નિજ અંતરે 'મંગલં ભવતુ' નો વ્યાપક, પવિત્ર ધ્વનિ જગવતું 'મંગલ' માસિક શરૂ થયું છે.

સંસ્કારવાંચ્છુ ભાઇ-બ્હેનને વાર્ષિક લવાજમના રૂા. ૩-૦-૦ નીચેના સરનામે મોકલી ગ્રાહક થવા વિનંતિ છે.

તંત્રીઃ—' મંગલ.'
રીસાલા બજાર,
નવા ડીસા. (ઉ. ગુ.)

---

આ માસિક 'ધી નવાબ પ્રીન્ટીંગ વર્કસ, ડીસા' માં ચંપકલાલ મોહનલાલ મહેતાએ છાપ્યું અને શ્રી. મફતલાલ સંઘવીએ 'મંગલ' કાર્યાલય, ડીસાથી

॥ तमसो मा ज्योतिर्गमय ॥

વર્ષ ૧



તા. ૨૧—૬—૧૯૪૮.



# સાચો બુદ્ધિશાળી.

से मेहावी अणुग्घायणखेयन्ने,
जे य बंधपमुक्खमन्नेसी ।

(सू १०३)

જે અહિંસા પાળવામાં નિપુણ હોય અને જે બંધથી મુક્તિ મેળવવાની શોધમાં હોય તે સાચો બુદ્ધિશાળી છે

—શ્રી આચારાંગ સૂત્ર

સારઃ—કાળાં-ધોળાંના કરનાર સ્વાર્થીને કહેવાય નહિ બુદ્ધિશાળી. સાચો બુદ્ધિશાળી તે—કે જેનામાં સ્વ-પર હિત સાધવાની વ્યાપક પવિત્ર દૃષ્ટિ હોય ને જે મરણાંતે પણ ભવચક્રને વધારનારૂં મહાપાપ ન આચરે

★ તંત્રીઃ-મફતલાલ સંઘવી ★

# સમયનો સૂર.

પ્રમાદશયને ઢળેલા ઓ સિંહના સંતાન હવે જાગ! તું ? છે અને તારી જવાબદારીઓ શી શી છે તેનો ખ્યાલ કર!

વાદવિવાદ ને ટીકાઓ માટે તું જન્મ્યો નથી. સંસારમાં તું જન્મ્યો છે વિશ્વભવનમાં સૌન્દર્ય ભીની ભવ્ય ભાવનાઓના નિર્મ- ફુવારાઓ ઉડાડવા માટે!

તારાથી એ બનશે કે?

---

# વિષય દર્શન.

અહિંસાને પચાવવાનું કાર્ય મહા વિકટ છે. તે સિંહણના દૂધથી ય વિશેષ આકરી અને ભારે છે. સ્વાર્થ, સંચયવૃત્તિ ને સ્થૂલભાવનાના જવલંત વેગને પોતાના વ્યાપક જીવનસાગરમાં સમાવી દીધા સિવાય કદી કોઇનાથી અહિંસાના અતિ સૂક્ષ્મ ક્ષેત્રે આગળ ન વધી શકાય.

તાત્ત્વિક દ્રષ્ટિએ જીવના દૈહિક ઘાતમાં જ હિંસા ગણાય છે તેથી જેવડી અહિંસા. પણ આ મનોદશા તે યુગપરિવર્તનનું પરિણામ છે. અહિંસાનો શુદ્ધ અને વ્યાપક અર્થ એ હોઇ શકે જ નહિ દેહ હણાયે આત્મા હણાતો નથી. ને દેહ કરતાં પણ વધારે વ્હાલી વસ્તુઓ ઉચ્ચ આત્માને હોઇ પણ શકે.

હિંસાનો લૌકિક અર્થ દેહ-હિંસા એ ખાતર કરાયો છે કે દેહ-હિંસા સિવાય બીજી હિંસા સ્વાભાવિક છે; જીવોને, મોટે ભાગે, વધુમાં વધુ પ્રિય વસ્તુ દેહ-જીવનની હયાતિ છે; ઉક્ત પ્રિયતાને માપવાનું સાધન પણ એક દેહ જ છે: કેમકે દેહ કરતાં વધારે પ્રિય વસ્તુના ઘાતને જીવ દેહનું સમર્પણ કરી અટકાવી શકે છે. પણ આનો અર્થ ન થાય કે કેવળ દેહહિંસા ન કરનાર માનવી શુદ્ધ અહિંસક છે, કે અહિંસાના પૂર્ણ અર્થનો જ્ઞાતા છે.

ક્રોધ-દ્વેષમાં માનસિક હિંસા છે; ગર્વમાં અન્યના વ્યક્તિત્વને કચરવા રૂપ હિંસા છે, કપટમાં સત્યની હિંસા છે; લોભમાં શાંતિની હિંસા છે; રાગમાં સમભાવની હિંસા છે. માનસિક શુદ્ધિ, સમભાવ, સત્ય, શાંતિ વિગેરે સત્વનાં પર્યાયો છે તેના અભાવમા માનવી સાચો અહિંસક ન બની શકે.

જેને જે પ્રિય હોય, તેને તેનાથી અલગ પાડવામાં પણ એક પ્રકારની હિંસા થાય છે. અને તે વસ્તુ જેટલી વિશેષ સાત્ત્વિક તેટલી હિંસાની માત્રા વધારે. પણ તેનો અર્થ એ ન થવો જોઇએ કે, માનવીની નિર્બળતાને વળગેલા દૂષણોથી તેને અલગ પાડવામાં પણ હિંસા જ લેખાય! પણ તેનો અર્થ એ રીતે જોઇએ કે જેથી અહિંસાની સાત્ત્વિક ભાવનાના પ્રકાશને લેશ ઝાંખપ ન લાગે.

જગતની પ્રજાઓના એકમેક સાથેના સર્વ પ્રકારના સંબંધોને ટકાવનારું જે મૂળ તત્ત્વ તે અહિંસા. મૈત્રી, સ્નેહ, લાગણી, દયા, કરુણા વિગેરે અહિંસાના જ પ્રકાર છે.

જેના મનમાં, વચનમાં અને કાયામાં અહિંસક ભાવનાનું જીવંત સંગીત ગુંજતું થાય તે મહાપુરુષ યા સન્નારીના ઘડીભરના સહવાસ વડે પણ જીવનમાં પ્રેમ યા સ્નેહની સાચી લાગણી સ્ફૂર્યા વિના રહેતી નથી.

વેર-ઝેરની આગમાં સળગતા આ સંસારમાં અમૃતના મેઘ વર્ષાવાનું જે મહાન સામર્થ્ય અહિંસામાં છે તે બીજામાં નથી. નાના-મોટા સહુ યથાશક્તિ તેનું પાલન કરે અને આત્માની અનંતવ્યાપી પ્રભાને ચોતરફ વિસ્તારે.

# બહિર્મુખતા ટાળો........!

કાયાના સુદૃઢ, કલામય મંદિરમાં ઝળહળતા આત્મન્—રવિના ધવલ, મંગલ પ્રકાશની અવગણનાને પરિણામે વર્તમાન જગતની પ્રજાના જીવન-પ્રવાહના સાંકડા માર્ગમાં ઉપસ્થિત થએલા અનેકવિધ અંતરાયોને દૂર કરવાનો જે માર્ગ હજુ પણ મોજુદ છે,-તે બહિર્મુખતા ટાળવાનો, અંતર્મુખતા કેળવવાનો, ભૌતિક પદાર્થોના ઢગલામાં ખોવાઇ જવાને બદલે; પ્રેમ, સત્યને સૌન્દર્યના ત્રિકાળજયી શાશ્વત તત્ત્વોની તેજ નીતરતી પવિત્ર દુનિયામાં હર્ષભેર દાખલ થવાનો.

દુનિયાના મોટા મોટા શહેરોના ઉજળા ચોક, ચૌટા, શેરીઓને રાજમાર્ગો પર જે મોટા પ્રમાણમાં આજ દંભ, અનીતિ અને અનાચારનો દુર્ગંધ ફેલાવતો કાળો કાદવ ચોકડો થવા માંડયો છે તેનું ખાસ કારણ તપાસવામાં આવે તો તે છેલ્લા ચાર દસકાથી વધી પડેલી માનવીની ભૌતિકવાદ તરફની ઘેલછાજ નીકળે. કેવળ સ્થૂલ પદાર્થો પ્રત્યેના વધારે પડતા ખેંચાણને પરિણામે સૂક્ષ્મ તત્ત્વોની પ્રાણવન્તી દુનિયામાં અને તેનું કટુ પરિણામ ભૌતિકવાદરત તે તે દેશની પ્રજાઓ મને કમને સહન કરે, તેજ મુજબ આજે આપણે આપણી સ્થૂલ મનોદશાનું બુરૂં પરિણામ સહન કરી રહ્યા છીએ.

જેવું માનવીનું બાહ્ય જીવન ને તેને ટકાવી રાખનારાં જેવાં સાધનો, તે મુજબ તેનું આંતરજીવન અને તેને સતત ગતિમય રાખનારા પવિત્ર ભાવો હોવા જોઈએ. માનવી જ્યારે પોતાના આંતરજીવન પ્રવાહને ભૂલી જઈ સવિશેષ બહિર્મુખ બને છે, અંતરની ઉજળી દુનિયા કરતાં, બહારની ભૂલભૂલામણી ભરી દુનિયા તરફ વધારે પડતો ખેંચાવા માંડે છે ત્યારે તેનુ તાલમય જીવન સંગીત બસૂરું બને છે, અને જીવન જેમ જેમ તાલવિહીન બનતું જાય તેમ તેમ માનવીનો જીવન પ્રવાહ ઉત્ક્રાન્તિના ભવ્ય, સુંદર માર્ગ તરફ વહેવાને બદલે અવનતિના ભયંકર ગર્તા તરફ વહેવા માંડે કારણ કે તેને ઉત્ક્રાન્તિના દિવ્ય, મનોહર મગનંદરો લઇને ઉડનારૂં તાલનું નિર્મળ તેજ તેનામાંથી અલગ પડી જતાં, તે ફરી તે દિશા ભણી ન જઈ શકે પછી તેના માટે એકજ માર્ગ મોજુદ રહે અને તે અવનતિ તરફ લઈ જનારો !

ઘણા ખરા સમજુઓને મોઢેથી સાંભળું છું કે, 'ત્રીજું વિશ્વયુધ્ધ થશે.' પણ જ્યારે ને યુધ્ધ પરંપરાના કારણો તપાસવા બેસું છું ત્યારે મને ત્યાંય ભૌતિકવાદની ભયાનક ભૂતાવળ નાચતી દેખાય છે. માનવી જેમ જેમ આધ્યાત્મિકતાનો મટી વસ્તુઓનો બનતો ગયો તેમ તેમ તે તેના આંતરજીવનથી ખૂબજ દૂર ફેંકાઈ ગયો અને વસ્તુઓનાજ ઢગલામાં તે પોતાનું પ્રતિબિંબ

નિહાળવા લાગ્યો, અને આખરે તે વેરતુઓમાં જ જોયો—, કે જેને માનવ હૃદયના સુમધુર સંગીતની લેશ પણ અસર પહોંચતી નથી અને એ તો કુદરતી નિયમ છે કે માનવી પોતે જેમાં પોતાને દેખે, તેનાથી તેને જે અલગ પાડવા માગે, તેની સાથે તે સર્વસ્વના ભોગે પણ ઝઘડે, ઝઘડે ને ઝઘડે જ.

દુર ક્ષિતિજ પર ઘેરાતાં ત્રીજા વિશ્વયુધ્ધનાં વાદળને વિખેરવા માટે આજે ઘણા વિશ્વશાંતિવાદી બંધુઓ પ્રયાસ કરે છે, તેમ છતાંય તે વાદળાં વિખેરાવાને બદલે વધારે ને વધારે પ્રમાણમાં એકઠાં થતાં જાય છે. ખરી રીતે એ વાદળાં નથી. કિન્તુ માનવસંઘના ભૌતિકવાદી જીવનમાંથી જાગેલો પ્રત્યાઘાત છે. જો બહિર્મુખતા ટળે તો એ વાદળાં આપોઆપ ઓગળી જાય, ને જો તેમ નહિ થાય તો મધરાતના કો કાળ ચોઘડીએ તે જરૂર વિનાશનાં વારિ વર્ષાવી જશે.

સમજુ ઓ માનવકુલ! ટાળ તારી બહિર્મુખતા ને અંતરના આત્માને ઝળહળી રહેલા આત્મ-સૂર્યના પવિત્ર કિરણોને ફેલાવ દિગદિગંતમાં, તેમાં જ તારી શોભા અને સિધ્ધિ છે. એટમ બોમ્બ ને કોસ્મીક કિરણોની શોધ પાછળ ઘેલા થઈને ભટકવું તને કેમ પાલવે છે? એને તો કાળ ખાઈ જશે કંઈક એવું જન્માવ અવનિતલે કે જેને કાળ પણ ન ખાઈ શકે ને જેમાંથી તારા વારસદારો યુગો સુધી પવિત્ર પ્રેરણા ઝીલ્યા કરે.

ભૌતિક પદાર્થો તેટલા અંશે જીવનમાં જરૂરના ગણાય; જેટલા અંશે તે જીવનવિકાસના માનવીના સત્પ્રયાસમાં મદદરૂપ નીવડે પણ જ્યારે તેજ પદાર્થ માનવીનું જીવનધ્યેય બની જાય ત્યારે પદાર્થ અને માનવી ઉભય લગભગ નાશને કિનારે જઈને ઊભા રહે. કારણ કે પદાર્થ મારે જન્મ્યો ન હોવા છતાં પદાર્થમાં જ સમાઈ જવા ઇચ્છતો માનવી, પોતાની આંતરદશાના ખેંચાણમાં સમાય ને પદાર્થ તો તે પહેલાં જ નાશ પામે, કારણ કે પવિત્ર શક્તિનો વારસદાર ઉઠીને જ્યારે તેના ઉપર આક્રમણ કરવા જાય ત્યારે તે તેની સામે કઈ રીતે ટકી શકે. જો તણખલું અગ્નિ સામે ટકી શકે તોજ પદાર્થ પુરુષના પ્રચંડ પ્રકાશને જીરવી શકે! અને કદાચ અગ્નિ તણખલામાં જ સમાઈ જવા ચાહે તો તેની દશા પણ પદાર્થમાં સમાઈ જવા માટે તલસાપડ થતી વ્યક્તિ જેવી જ થાય.

અંતરની અંતરતમ લાગણીઓને ઠુકરાવી દઈ, બહારના રંગરાગમાં મ્હાલનારો જનસમાજ રેતી ઉપર ઊભા કરેલા મિનારા ઉપર નાચી રહ્યો છે, એમ જ હું તો કહી શકું. કારણ કે અંતરની પાયારુપી પવિત્ર લાગણીઓને ઠુકરાવી દેતાં, બાહ્ય તોફાનોના પ્રત્યાઘાતમાં તે પોતે જ કામ આવી જાય. અંતરથી અળગો થનાર કદી ન ઝીલી શકે આનંદના અમરપથે.

એની પ્રજાઓના વધાર પડતા ઉપલક્યિા જીવનને પરિણામે કાળ-સિંધુમાં ડૂબતું જગતનું જહાજ પોતાની અવશેષ સમતુલા ખોઈ બેસે તે પહેલાં એનાં સંતાનોની એ ફરજ છે કે–તેઓ સત્વર અંતરની, તેજ-દીપ્ત દિવાલો ઉપર જ આ લેખાયલા 'આનંદ'ના અમૃતવર્ણી બોલ વાંચે અને અનંત યુગો સુધી અબાધિત જીવન જીવતા રહે

બહારનું અંદર પહોંચાડવા કરતા, જે અંદર છે તે બહાર વેરો, ને પછી નપાસો કે ક્યાં વધારે સાત્વિક દ્રવ્ય સંગ્રહાયલું પડ્યુ છે।

—अग्निकेत.

# ★ ગ ગ ન ના તા રા. ★

— મહેતલાલ સંઘવી —

★ ૨૧ ★

ખોવું ગમે સહુથી વધુ મને। કારણ કે સંઘરવાની જગા નથી મારી કને જ્યાં હું આખો જ ગૂમ થયા ચાલુ છું, ત્યાં બીજી વસ્તુને સંઘરી શકું કઈ રીતે?

ને જો ગુમ ન થાઉં તો ગૂમ થયેલા મુજ પ્રિયતમને પાછા મેળવી શકું કઈ રીતે? ગૂમ થયા વિના, ગૂમ થયેલી વસ્તુ મેળવી છે કોઈએ?

પરમાત્મા છે મુજ જીવનધન। 'મારું' માનેલું સઘળું જો ન સમર્પું એને ચરણે, તો એ મને આલિંગી શકે કઈ રીતે? એ તો મને આલિંગવા ઉત્સુક છે, કિન્તુ જ્યાં સુધી હું અન્યને આલિંગેલો હોઉં, ત્યાં સુધી એ મને પામે કઈ રીતે અને હું એને મેળવી શકું કઈ રીતે!

'માટે જ ગાયું છે મહર્ષિઓએ કે "એકધારું સમર્પણ એ જીવન છે"

★ ૨૨ ★

જે પૃથ્વી ઉપર આપણે મેલું સુખપૂર્વક ફરીએ છીએ તે સદા પવિત્ર છે. પૃથ્વી જો અપવિત્ર હોત તો નાના-મોટા સહુ જીવોને માનવો મલિનતાના કાદવમાં અહળતા દીઠ.

જ્યાં-પવન કચરો વાળે છે, મેઘ જળ છંટકાવ કરે છે. અનલ મલિનતા નાબૂદ કરે છે રવિ-શશિ સોના-રૂપાવર્ણી તેજ પાથરે છે તે પૃથ્વીને અપવિત્ર કહેવાય?

માનવી જ્યાં સત્ય, સ્નેહને સૌન્દર્યનાં સંગીત ગાય છે, પંખીઓ ચાંચમાં ચાંચ મીલાવી પ્રણયગોષ્ઠી કરે છે, પશુઓ ડુંગરાની ધાર ઉપર ચરતાં ચરતાં દુનિયાને પ્રણામ કરે છે. જળના જીવો મોંઘા ચિત્રામણ સર્જે છે તે દુનિયામાં કેવળ અપવિત્રતા સંભવિત ઠરે જ કઈ રીતે ?

મારે મન જેવું ગગન તેવી જ પૃથ્વી! ભેદ શા છે ગગનને પૃથ્વીમાં રેણ? ગગન જો માથું તો પૃથ્વી પગ છે. ભેદનાં વાદળ જ્યાં સુધી તરતાં રહેશે નયનસૃષ્ટિની આસપાસ ત્યાં સુધી અભેદની આનંદત્રણું આલમના દર્શનની તક નહિ સાંપડે.

જો પૃથ્વી ન હોત તો ગગને ય ન હોત.

ગગન દૂર છે માટે તે આકર્ષક ને પૃથ્વી નજીક છે માટે માટીમૂલી ! કિંમત એમ ન અંકાય પ્રભુના દિલ જેવી પૃથ્વીની ?

★ ૨૩ ★

ઓ લક્ષ્મી ! તેં લુંટી લીધી મારી અમરપળ આનંદની !

પથારીમાં સુતો સુતો ગાતો હતો ગીત ઝરણાનું, ત્યાં અચાનક તું પવનરૂપે ફુંકાઈ ગઈ મુજ હૃદય ભવન ચોપાસ ને ધુલિમય વાતાવરણ બનાવી દીધું તેં, તુજ પ્રગટાવ્યા એ મલિન વાતાવરણમાં લુપ્ત થયું પ્યારું સંગીત હસમુખા ઝરણાનું ને આજ બહાવરો બનીને ભટકું છું તેની શોધમાં......

ભોંડી આશા છે કે તું જાય તો તે આવે.

એમ કહીને હું તારી અવગણના નથી કરતો, કિન્તુ એ પ્યારા સંગીત ઝરણની થતી અવગણના હું મારા ભોગે પણ ન ચલાવી લઉં.

મને માફ કરજે, તારી દુનિયા એ મારી અલબેલી દુનિયા નથી રહી હવે !

★ ૨૪ ★

વ્હાલા ! વિયોગ વસમો લાગે છે. તણખલું હાલે છે ને મને તારાં જ પગલાંની પ્રતીતિ થાય છે. દિન-રાત એક સૂરે ધબકતું હૃદય તને બોલાવે છે. પ્રત્યેક સૂરે તવ નયન જ્યોત વિલસે તો કેવું !

મારું ભલે ગમે તે થાય; પણ મને ન પામવા બદલ કેટલું ઘેરું દર્દ થશે તને, તેની ચિંતામાં ચીરાય છે મસ્તિક મારું.

હું મટી જાઉં તેની મને રજ માત્ર ચિંતા નથી પ્રાણેશ ! તું મને પળપળમાં પામતો કરે તો બસ. મારે જીવન ન રહે [illegible] મને [illegible] [illegible] લાભ

★ ૨૫ ★

જેની અમીની નજરમાં કોઇ દુષ્ટ નથી તે એક ભલો.

અપૂર્ણ માનવી પોતાની ક્ષતિઓ તરફ નજર ન કરતાં, પારકાની નાની નાની ભૂલોને મનગમતા આકાર આપે તે પ્રસ્છિવા યોગ્ય ન ગણાય.

કોઇના ય જીવનનો રથ કદી એક સરખી ભોમકા પર દોડયો નથી. ભૂલવિહોણું કોઇનું ય જીવન નીવડ્યું નથી!

સમજવું ઘટે કે ભૂલ એ જીવન નથી. કિન્તુ જીવનના આસમાનમાં તરતી એક સ્યામ વાદળી છે. પુરુષાર્થનો પવન તેને વિખેરી શકે છે. પણ આજ તો જીવનની વ્યાપકતા સમજ્યા વિના, માનવબંન્ધુઓ મન ગમતી રીતે એકજ ભૂલને કારણે જગતના સમજુ ગણાતા માનવોના જીવનને તદ્દન કાળું ડુબકું ચીતરવાના પ્રયાસો આદરી બેસે છે.

સંસારમાં જ્યાં સુધી સારગ્રહીતા ન અવતરે, માનવીની દષ્ટિમાં ગુણની મહત્તા ન સ્થપાય ત્યાં સુધી માનવજીવનના આચાર અને વિચારના વહેણમાં શિરતબદ્ધતા કે સંગીતમયતા ન જ પ્રગટી શકે.

★ ૨૬ ★

કલ્યાણના મેઘ વર્ષાવા, સુંદરતાના સ્વસ્તિકો પ્રગટાવવા, જીવનની સઘળીય દિશાઓમાં, 'ધન્ય-ધન્ય'નું વાતાવરણ જન્માવવા. દુનિયા વાસીઓના દિલોમાં દેવભાવ પ્રગટાવવા, દિનરાત મુજ દેવત્વનો ઉપયોગ કરું તો શું!

થવાય એટલા ભલા થવામા હું માનું છું ત્યાં સુધી કોઈ પ્રકારનું નુકસાન નથી. બર્નાડ શૉ ભલે કહે કે, 'અતિ ભલા થવું તે મહા ભયંકર છે.' ( To be toogood is dangerous ) પરંતુ મારી નમ્ર માન્યતાનુસાર 'ભલાઈને હદ ન હોય. ( Goodness has no limitation ) ને જો ભલાઇ મર્યાદિત બને, તો તે તેટલી મર્યાદા પૂરતી ભલી રહે અને શેષ જગત માટે ભૂરૂં કરનારી જ ગણાય ને—?

જ્યારે 'ભૂરૂં' શબ્દ જેના મહાજીવન ગ્રન્થે આલેખાયલો જ ન હોય તે માનવી ભલો થવામાં શા માટે ખંચકાય?

જેમાં સહુનું ભલું છે, એવાં કલ્યાણ સૂત્રોનું પાલન કરવા જતાં કદાચ કોઇનો ભોગ બનવુ પડે તો પણ હું મારી સમભાવના ન ગૂમાવું!

★ ૨૭ ★

અકુદરતી જીવનનું બીજું નામ મોત

મૃત્યુ મંગલ છે, અમંગલ ભાવનાઓના જીવનમાં જે જીવે તો તે અમંગલ ભાસે તે જુદી વાત

મૃત્યુને જે ન ઓળખે તેણે જીવનને તેના સાચા અર્થમાં ઓળખ્યું નજ કહેવાય

★ ૨૮ ★

જેઓ સ્વધર્મને સારી રીતે સમજી શકતા છે, તેઓને માટે પરધર્મ સહિષ્ણુતા એ બહુ મોટી વાત નથી પરન્તુ જેઓને સ્વધર્મ એટલે શું તેની પૂરેપૂરી ખબર નથી તેઓ જ પરધર્મના અનુયાયીઓને ન કરવાનો અન્યાય કરી બેસે છે જે પોતાના આસન પર સુદૃઢ રીતે બેઠો છે તે કદી બીજાના આસન ઉપર બેસવાની લાલસા નથી સેવતો, પણ જેને પોતાનું આસન કયાં છે તેની જ પુરી ભાળ નથી, તે વખત આવ્યે ગમે તેના આસન પર બેસવાને તોફાન મચાવી મૂકે છે અને વળી બીજું નવું દેખે એટલે ત્યાં જવાને પણ તૈયાર થાય છે

માનવજીવનની યથાર્થ મહત્તાને ઉપયોગમાં આણવા કાજે પ્રત્યેક સ્ત્રી પુરુષને માટે એ ખૂબજ જરૂરી છે કે તે સ્વજીવન ધ્યેય નક્કી કરીને જ ડગલું માંડે



જવલબહેને પારણું કર્યું

શ્રી કેસરીઆજી તીર્થ અંગે ઉદયપુરમાં માંગરોળનિવાસી જવલબહેને તા ૧૨-૪-૪૮થી નિર્જળા ઉપવાસ શરૂ કરેલા તેનું પારણું કરાવવા ઉદયપુરના પ્રાઈમ મીનીસ્ટર સાહેબ પ્રયત્ન કરી રહેલા તેનું શુભ પરિણામ ગઈ તા. ૨૨-૫-૪૮ના દિવસે બહાર આવ્યું છે.

રાજસ્થાની સરકારના અમલદારોએ એક નિવેદન બહાર પાડયું કે શ્રી કેસરીઆજી તીર્થની સારી રીતે વ્યવસ્થા ચાલે તે માટે એક પંચ નીમવામાં આવ્યું છે ને તે અંગેનું કામ શ્રી તેજસિંહજી કોઠારીને સુપ્રત કરવામાં આવ્યું છે આ જાહેરનામાથી તપસ્વિની જવલબહેને પારણું કરેલ છે

જવલ બહેનની તબીયત સુધારા પર છે

ભારતીય પ્રજાના હિતેચ્છુઓને

# અતિ મહત્વની વિજ્ઞપ્તિ.



[આ લેખના લેખક શ્રી. પારેખ જગતના રાજકારણના એક મહાન અભ્યાસી છે. સરળ અને લોકભોગ્ય શૈલીમાં તેમણે ચર્ચેલા કેટલાક મુદ્દાઓ ખરેખર માનવા પડે તેવા છે. છતાં આખાય લેખથી અમે સંમત છીએ એમ માની લેવું નહિ. -તંત્રી].

૧. ભારતના "સાર્વભૌમ લોકશાહી (સ્વતંત્ર) પ્રજાસત્તાક"ના વર્તમાન બંધારણના ઘડવૈયાઓ હિંદમાં જન્મેલા, અને હિંદના અન્નજળ મારફત તેના રસ કસથી પોષાયેલા હોવાથી તેઓ આજના કાયદાઓ અને તેની બારીકીઓના પ્રખર નિષ્ણાતો છે તેમાં લેશ માત્ર શંકાને સ્થાન નથી, બલ્કે કાયદા શાસ્ત્રના લાંબા-કાળથી અભ્યાસ કરી રહેલી મોટી સંખ્યામાંથી ખેંચાઈને આવેલા એક સારભૂત ભાગના કાયદાશાસ્ત્રીઓ આ બંધારણ ઘડવામાં રોકાયેલા હોવાનું આપણે જાણી શકીએ છીએ, અને તે નિર્વિવાદ છે.

૨. બસો વર્ષોના વહીવટ દરમ્યાન બ્રીટીશ અમલદારોએ ભારતના ઘણા સાચા દૃષ્ટિ બિંદુઓને તિરોહિત કરી દીધા છે અને સાથે સાથે કેટલાયે ખોટા દૃષ્ટિ બિંદુઓ ઉભા કરી તેને આગળ કરી હિંદ વિષેની ઘણી ભૂલ ભરેલી માહિતીઓનો પ્રચાર કર્યો છે. આધુનિક પ્રચારક સાધનોના વિશાળ અને વ્યાપક સાધનો થી એટલો બધો જોરશોરથી પ્રચાર કર્યો છે તેથી ખોટી માહિતીઓના થર ચડી જઈ મોટા ટેકરા થવા પામ્યા છે. આ સ્થિતિમાં સાચી વસ્તુ સ્થિતિનો પત્તો મેળવવો ઘણોજ દુર્ઘટ થઈ પડ્યો છે.

ખોટી માહિતીઓનો પ્રચાર કર્યો છે. એટલુંજ નહી, પરંતુ આધુનિક ભળતાં પ્રચારક સાધનો દ્વારા ભળતાજ માર્ગોનો અને સલાહ સૂચનાઓનો પણ એટલોજ પ્રચાર કર્યો છે. અને "તેને લોક મતનો પણ મજબૂત ટેકો છે." એમ યુક્તિ-પ્રયુક્તિથી જાહેર કરી શકવાની સ્થિતિ ઉભી કરી છે.

સાથે સાથે બસો વર્ષો સુધી તેમના હાથમાં રહેલા હિંદના વહીવટને સ્વાર્થી રસ્તે દોરવ્યો છે, અને પોતાને ફાયદાકારક રોકડ ઉત્પન્ન કર્યું છે. ભવિષ્યમાં પણ, પોતાને ફાયદા થાય, તેવી યોજનાઓ, સ્કીમો, કાયદાઓ, બિલો વિગેરે પોર્ટ ફોલિયામાં મુકતા ગયા છે. જેને આધારે આજનો વહીવટ

ચાલી રહ્યો છે. એ રેકર્ડમાં ભુલાયો ખવડાવનારી, એક તરફી માહિતીઓ અને દોરવણીઓ મઢી રાખી છે. અને પ્રજામાં વિવિધ જાતનો બુધ્ધિ ભેદ ઉત્પન્ન કર્યો છે.

૩. એટલે આ બધારણના ઘડવૈયાઓની હિંદ વિષેની ઘણી બાબતોની માહિતીઓ ઘણી અપૂર્ણ એક તરફી અને આડમાર્ગે દોરનારી હોવાનું આ બધારણમાં સ્પષ્ટ જોઈ શકાય છે.

૪. વળી કાયદાનું જ્ઞાન એ જુદી વસ્તુ છે. અને એક રાજ્યતંત્ર ઘડવું એ જુદી વસ્તુ છે. કાયદો રાજ્યતંત્ર રૂપી શેઠનો નોકર છે. હાલના બધારણના ઘડવૈયા ગમે તેવા ચૂનંદા કાયદાશાસ્ત્રીઓ હોવા છતાં રાજ્ય તંત્રના કદાચ અજ્ઞાત પણ હોઈ શકે. કાયદાનું અને રાજ્ય તંત્રનું વિજ્ઞાન જુદી જુદી વસ્તુ છે. એ બન્નેય પરસ્પર સબંધ ધરાવે છે. છતાં બન્નેય અલગ અલગ વિજ્ઞાન (સાયન્સ) છે એ સત્ય હકીકત ધ્યાન બહાર રાખવા જેવી નથી

માની લઈએ કે—આપણી પાસે રાજ્યતંત્રના નિષ્ણાતો ન હોય અને પરદેશમાથી નિ:સ્વાર્થી વ્યક્તિઓ કદાચ મળી આવે, તો તેનો પણ ઉપયોગ કરવામા કોઈનેય હરકત હોય નહી.

૫. (૧) બ્રીટીશ અમલદારોએ ઉભા કરેલા બુધ્ધિ ભેદ, ખોટું રેકર્ડ અને પ્રચારેલી ખોટી માહિતીઓને આધારે

(૨) હિંદમા પ્રચલિત સર્વ માનવ જાતનું હિત કરનાર સાચા લોક શાસનવાદી આદર્શો અને પધ્ધતિને દુર રાખીને વિદેશમા બહારથી દેખાવ પૂરતું પ્રચલિત કૃત્રિમ કામચલાઉ અને નિર્મળ લોક શાસનવાદને આધારે.

(૩) લગભગ તેના અનુકરણ રુપે.

હિંદનું આ નવુ બધારણ ઘડાયું છે.' એમ કોઈપણ ઉંડા ઉતરીને તપાસ કરનાર હિંદી કહી શકે છે.

આંતર રાષ્ટ્રીય વિ દેશીઓ તેના વખાણ જ કરવાના છે. કેમકે તેની સાથે તેઓનો સ્વાર્થ સંકળાયેલો છે

૬. આ ઉપરથી 'સાર્વભૌમ લોકશાહી (સ્વતંત્ર) પ્રજા સત્તાક"ના બંધારણોનો છાપા જોગ બહાર પડેલા ખરડો છાપાઓમાંથી વાચ્યો. જે વાંચનાની સાથેજ " તેની આખીયે ઇમારત ઘણા જુઠાણાઓ અને અન્યોન્ય: ગલત

અપૂર્ણ એક તરફી અને ઉપલક વિધાનો અને ખ્યાલો ઉપર ચણાયેલી હોય, તેમ જણાય છે."

૭. બંધારણમાં.

(૧) "૧૯૩૫ નો સરકારી કાયદો" અને "લોકશાહી" એ શબ્દો જ પરસ્પર વિરોધી તત્વો પ્રથમ દર્શનેજ પરસ્પર મેળ વિનાના જણાય છે. તેઓનો મેળ બેસતો જ નથી.

(૨) ખરી રીતે, લોર્ડ સ્ટેફર્ડ ક્રીપ્સના કહેવા પ્રમાણે હિંદને ગોરી પ્રજાના વસાહતનું સંસ્થાન બનાવવાના કાર્યક્રમના પસાર થયેલા બ્રીટીશ રાજ્ય નીતીના વધુ હપ્તાની પછીનો ચોથો હપ્તો એ કાલનું બંધારણ છે.

(૩) દાખલા તરીકે, આ બંધારણમાં સમાનતાનો સિધ્ધાંત સ્વિકારવામાં આવ્યો છે. સમાનતા એ માનવ જીવનનુ એક આવશ્યક અંગ છે. યોગ્ય વિશિષતાની ઉપેક્ષા કરનાર સમાનતા અને યોગ્ય સમાનતાની ઉપેક્ષા ન કરનાર વિશિષતા એ બન્નેય માનવ જીવન વિકાસના આવશ્યક અંગો છે તેને બદલે નરી સમાનતાની જ વાત આગળ કરવામાં આવી છે. જે અન્યાય મૂલક છે.

(૪) લોક સભાનુ પ્રતિનિધિત્વજ પ્રથમ તો તદન બિન પાયાદાર છે. એટલે કે ન્યાય સંગત રીતે ગોઠવાયેલું જ નથી. માત્ર બ્રીટીશ મુત્સદીઓની ૧૦ લાખે એકની ગણત્રીના કલ્પનાના ચિત્રને આધારેજ ગોઠવાયેલુ છે.

(૫) સમગ્ર પ્રજાને તે બંધારણ થવાની પણ રીતસરની માહિતી પૂરી પડી જ નથી.

(૬) રીતસરની પ્રતનિધિય સંસ્થાક ચુંટણીથી બંધારણ સભાના પ્રતિનિધિઓ ચૂંટાયા નથી લોકોનો ઘણો મોટો ભાગ જાણતો જ નથી કે "પોતાનો પ્રતિનિધિ કઈ વ્યક્તિ છે.! અને તેનું શું નામ છે? અને પોતાને જ "લોક સભામાં મારા પ્રતિનિધિ કોણ બીરાજે છે." તેના નામની માહીતી નથી તો ગામડાના ખેડુતો વિગેરે ને તો ક્યાંથીજ હોય! આગેવાનો ઉપરનો વિશ્વાસ જુદી વસ્તુ છે. અને મત દાનથી પ્રતિનિધિની ચુંટણી કરવી તે જુદી વસ્તુ છે. આ બંધારણ નેતાઓના વિશ્વાસ ઉપરથી તૈયાર થયું છે કે રીતસરના પ્રતિનિધિઓ મારફત! એજ મહાન પ્રશ્ન છે.

(૮) હિંદની સંસ્કૃતિનો આત્મા આધ્યાત્મિક આદર્શ છે. તે જગ જાહેર છે. તેથી સંસ્કૃતિના તમામે તમામ અંગો, જેવાકે રાજ્ય તંત્ર સામાજિક તંત્ર, આર્થિક તંત્ર અને ધાર્મિક તંત્ર. તે સિવાયના માનવ જીવનના બીજા ઘણા તંત્રોમાં "માનવ જીવનનો આધ્યાત્મિક વિકાસજ" આદર્શ તરીકે રહ્યો છે. દરેકે દરેકમાં ધ્યેય તરીકેતેને જ સ્થાન મળતું રહ્યું છે. સમગ્ર સંસ્કૃતિનો ઘડતરનો તેજ ઉદ્દેશ રહ્યો છે.

પરંતુ આ નવા બંધારણમાં મૂળથી જ તે આદર્શને બાજુએ રાખવામાં આવ્યો છે. ગુમ કરવામાં આવ્યો છે. પાકે પાયે તેની ઉપેક્ષા કરવામાં આવી છે. તેમ કરીને આ એક મોટામાં મોટું પરિવર્તન હિંદમાં કરવામાં આવ્યું છે.

ભારત જેવા દેશની મહાન પ્રજાને આધ્યાત્મિક વિકાસના ધ્યેયના પાટેથી ઉતારીને ભૌતિકવાદના ધ્યેયને રસ્તે ચડાવી દેવામાં કરોડો વર્ષે જગતમાં એક મહાન પરિવર્તન આંતરરાષ્ટ્રીય નેતાઓ ભ્રીટીશો મારફત આપણા દેશવાસીઓ પાસેથી કરી શકયા છે. આ જાતની મહાન ક્રાન્તી જગતમાં વિદેશીઓ કરી શકયા છે.

૯. રાજ્ય તંત્ર કોઇપણ એક ધર્મને આધારે ન રચાય તે આજે ઇષ્ટ અને જરૂરી માનીયે, પરંતુ પશુજાત કરતાં માનવ જાત જે તત્વને આધારે જુદી પડે છે. તે મૂળભૂત તત્વ આધ્યાત્મિક વિજ્ઞાનને અને તેના વ્યવહારૂ પ્રતિકોને જીવનના ધ્યેયમાંથી કેમ છોડી શકાય?

૧૦. હિંદની જીવન પરંપરા અને ભારતીય ઉચ્ચ સાહિત્યમાંથી મળેલા આધ્યાત્મિક વારસા ઉપર તો મહાત્માજીએ પોતાના જીવનનું અને આદર્શોનું ચણતર કર્યું હતું. વડા પ્રધાન શ્રી. જવાહરલાલ નહેરૂએ પણ કહ્યું છે, કે તેઓ ભારતની મહાન આધ્યાત્મિક સંસ્કૃતિના પ્રતિક સમા હતા. (તેમના દેહનું મમત્વ રાખવા કરતાં તેમના મહાન જીવન સુત્રો અને તેમના આદર્શોને વળગી રહેવામાં અને જીવનમાં ઉતારવામાં તેઓશ્રીનું સાચું સ્મારક છે. વિગેરે વિગેરે."

તો, નવા બંધારણના ધ્યેયમાંજ—ઉદ્દેશમાં જ તે તત્વને મહત્વનું સ્થાન આપવું જોઇએ, પુરેપુરું મહત્વનું સ્થાન અપાય તોજ ભવિષ્યમાં વ્યવહાર રીતે પ્રજાના જીવનમાં સચોટ રીતે એ આદર્શ વણી શકાય, અને તોજ તે ટકે અને વિકાસ પામે.

૧૧. તેને બદલે તે આદર્શ બંધારણના ધ્યેયમાંથીજ કાઢી નાંખવાથી બીજા કોઇ પ્રકારનું તેમનું સ્મારક લેશ માત્ર યોગ્ય કાર્યસાધક કે આપણને શોભારૂપ બની શકે તેમ જણાતું નથી જ.

૧૨. બંધારણના ધ્યેય અને ઉદ્દેશમાં એ તત્વને સ્પષ્ટ રીતે સામેલ રાખવાથી ભાવિ સમગ્ર માનવજાતના જીવનમાં અનાયાસેજ હિંદની જેને લીધે મહત્તા છે તે આધ્યાત્મિક મહાન આદર્શો ઉતરી શકે. હિંદની બહારનું જગત પણ તેનું અનુકરણ કરવાની તક લઈ શકે, અનુકરણ કરવાને પ્રાપ્ય સહાય પણ.

૧૩. એ એકજ 'મહાત્માજીનું સાચું' સ્મારક કરવાનો, તેમના વારસામાં મળેલા આદર્શો જીવંત રાખવાનો તથા ભાવિ માનવ પ્રજાના જીવનમાં ઉતારવાનો સાચો સચોટ અને અમોઘ ઉપાય છે. એ સિવાયના સ્મારકના તમામ પ્રકારો મહાત્માજીના આદર્શ સાથે સુસંગત ન હોવાથી ભવિષ્યમાં કેટલેક અંશે તેમની હાંસિરૂપ તથા ક્ષણિક ઉભરા રૂપ ગણાય એ સ્વાભાવિક છે.

૧૪. આ બંધારણમાં એ મોટામાં મોટી ખામી રહી છે. અને એ રીતે હિંદનો આત્માજ ઉપેક્ષિત કરવામાં આવ્યો છે.

૧૫. આ બંધારણ કેવળ હિંદના રાજ્યતંત્રના બંધારણ પૂરતું હોય તેમ પણ જણાતું નથી. પરંતુ તેની શબ્દરચના રાજ્યતંત્રના હાથ નીચેની લશ્કરી સત્તાના જોરે ભારતની વર્તમાન પ્રજાના સામાજીક, આર્થિક, કૌટુંબિક, ધાર્મિક વિગેરે જીવનની ઇતર સ્વતંત્રતાઓમાં પણ હસ્તક્ષેપ કરી શકે, તેવા પ્રકારનું પ્રજાના જીવન વ્યવહારોને આવરી લઈ પરતંત્ર બનાવનારુંયે હોય તેમ જણાય છે. પછી બહારથી ભલે સ્વાતંત્ર્ય પ્રાપ્તિનો પ્રચાર થતો હોય, કે લોકોને તે પ્રમાણે સમજાવવામાં આવતું હોય.

"સાર્વભૌમ" શબ્દમાં જીવનની સમગ્ર બાજુઓ ઉપર રાજ્ય સત્તાના અંકુશનો ભાવ સમાયેલો જણાય છે. પેઢીઓના વખતમાં પ્રજાના જે તત્વો રાજ્યતંત્ર નીચે ન હોય, તે પણ તેની નીચે હવે આવશે.

૧૬. (૧) આવા મહત્વના પરિવર્તન વિષે પ્રજાને સ્વતંત્ર રીતે વિચાર કરવાને, વિચાર વિનિમય કરવાને, અને તેમાં ઘટીત ફેરફારો કરવાને પૂરતી તક: સગવડ: અને વખત પણ આપવામાં આવે તેવી કશી આશા નથી. તેવી પૂરતી તક આપવામાં આવેલ પણ નથી.

(૨) ચાર મહિના જેવા ટુંક વખતમાં એક મોટી: પ્રાચીન: અને વિચારશીલ: પ્રજા, યોગ્ય તાત્વિક રીતે; સંપૂર્ણ: વિચાર કરી શકે અને ઘટતા ફેરફારો કરવાની [illegible] ને પણ સંભવિત જણાતું નથી

(૩) બંધારણનો છાપા જોગ ખરડો, અને પુસ્તિકા રૂપે ખરડો બહાર પાડયા પછી પ્રજામાં રીતસર તેની ચર્ચાની તક ઉભી કરવા માટે સરકારી રાહે પ્રયત્નો થતા જણાતા નથી બંધારણ ઘડવા સરકારે પચ્ચી લાખ જેવી મોટી રકમનો ખર્ચ ઉપાડ્યો છે ત્યારે પ્રજાને વિચારણા માટે કેટલા ખર્ચની જરૂર પડે તેની કોઈ યોજના કે ખર્ચનો અંદાજ સરકાર તરફથી બહાર આવ્યો નથી એટલે સરકાર એવડી પોલીસીથી કામ લેતી જણાય છે.

૧૭. બ્રીટીશ સરકાર સાથે હવે પછી છેલ્લાં નક્કી થવાના સંબંધોનો જે દસ્તાવેજ તૈયાર થવાના ભણકારા સંભળાઈ રહ્યા છે. અને તેની ચર્ચા પણ પ્રામાં ખાસી શરૂ થઈ ચૂકેલી જણાય છે. અને જે ચર્ચામાં હિંદના સ્વાતંત્ર્યની મોટામાં મોટી સાલચો ચર્ચાઈ રહી છે "હિંદ કશી બંધનકારક કે યુધ્ધ કે હિંસાને નોતરનારી કોઈપણ શરત સ્વીકારે તેમ નથી" એવા ડંકાશ પણ હકારાઈ રહી છે, પરંતુ બ્રીટીશ મુત્સદીઓ પોતાની સામેના પુષ્કળ વિરોધની જામતિમાંજ પોતાના ફાયદા માટેના સરસ દસ્તાવેજો કરાવી શકે છે

બ્રીટીશોએ પોતાની સીધા ગુલામીમાંથાં હિંદને છુટું કર્યું હશે, તેમ દેખાય છે, પરંતુ હિંદ ઉપર આંતરરાષ્ટ્રીય ગુલામીના સજ્જડ બેડી લાદી છે. અને તેથી તટસ્થ રહી, ઈંગ્લાંડ આંતરરાષ્ટ્રીય હિતોનું મુખ્ય ચોકિયાત બની રહ્યું છે.

૧૮. પરંતુ મારી સમજ પ્રમાણે હિંદની પ્રજાનુ હવે પછીનું મોટામાં મોટુ ગુલામી ખત એ દસ્તાવેજમાજ લખાઈ જવાનું હોય તેનો ભાસ થાય છે. પછી તેના શબ્દ રચના ગમે તેવી હોય, માત્ર એ દસ્તાવેજનું ગમે તે શબ્દોમાં અસ્તિત્વ, એજ એ જાતનું ખત બનવાનું સંભવિત છે.

તેમાં વાક્યો અને શબ્દો ઘણાજ ઓચ્છા હશે, અને તેના હકીકતો બહુ સાદી, સરળ, અને સીધા રીતે આપણા લાભની સમજી શકાય તેવીજ હશે, છતાં તેનું સાચું રહસ્ય ભાવિ પરિસ્થિતિ સાથે સંકળાયેલું હોવાથી અ જે આપણી સમજમાં ઉતરશે નહી.

૧૯. જેમકે:—

ભવિષ્યમા જે આંતર રાષ્ટ્રીય પરિસ્થિતિઓ તેઓ ઉભી કરવાના છે. તેમાંએ દસ્તાવેજ વિદેશીઓને પોતાના સ્વાર્થી સાધવામાં હિંદનો સહકાર મેળવી આપશે અને એ રીતે હિંદની વર્તમાન પ્રજાના સંતાનો ભવિષ્યમાં જોખમમાં મુકાશે. પરંતુએ ભાવિ જ્યારે આપણા સંતાનોની સામે પ્રત્યક્ષ પણે ખડું થશે.

ત્યારે તેઓ તે દસ્તાવેજના રહસ્યો પ્રત્યક્ષ પણે સમજી શકશે, અને જીવનમાં અનુભવિયે શકશે, છતાં તે વખતે તેઓ નિરુપાયજ હશે.

૨૦. એ ખત ઉપર આપણી સહી સિક્કા થઇ ચૂકયા પછી. આંતર રાષ્ટ્રીય એવા સંજોગો ઉભા થવાની શકયતા જણાય છે, કે—

હિંદની વર્તમાન પ્રજાના સંતાનોના મોટા ભાગને હવે પછી પ્રીટીશોની દૂર દૂરની દરમ્યાનગીરી નીચેજ અમેરિકાની સ્વાર્થી છતાં હિંદ તરફની સહાનુભૂતિની મદદની આંતરરાષ્ટ્રીય દોરવણી આપનારાઓને પગલે પગલે ચાલવા માટેની પોતાના ઉપર આવી પડેલી જવાબદારીઓ અદા કરવીજ પડશે, તેમાંથી લેશ માત્ર છટકી શકાશે નહિ

૨૧. એ જવાબદારીઓ અદા કરવામાં, આ બંધારણનું ચોકઠું તેઓને આગળ આગળ ખેંચવામાં પ્રગતિને પંથે લઇ જવામાં ખૂબજ માર્ગ દર્શક બનશે આ બંધારણમાં દોરાયેલા મુખ્ય માર્ગથી એક ઇંચ પણ ખસી શકાશે નહી, અને પોતાનો સ્વતંત્ર અવાજ પણ કાઢી શકાશે નહી. તેમાં કશીયે શંકાને સ્થાન જણાતું નથી.

૨૨. કેમકે તે ભાવિ સંતાનોના આજના વડિલોએ પ્રીટીશો સાથે છેલ્લા ખત પત્રમાં સીધી કે આડકતરી રીતે જે જવાબદારીઓ અને સંબંધો સ્વીકારીને સહીઓ કરી હશે, તે જવાબદારીઓ અને સબંધો અદા કર્યા સિવાય તેઓને માટે બીજો ઉપાયજ ન રહે, એ સ્વાભાવિક છે.

૨૩. આ રીતે હિંદનું આ નવું બંધારણ હવે પછીનું પ્રીટીશો સાથેનું છેલ્લું ખત પત્ર તથા આંતરરાષ્ટ્રીય ભાવિ યોજનાઓ એ ત્રણની પરસ્પરની કડી જોડ થેલી હોય તેમ જણાય છે. જે જગતની ગૌરેતર પ્રજાઓને માટે ભવિષ્યમાં કદાચ ખતરનાક એક ભૈરવી ચક્ર સમાન નિવડી જાય.

૨૪. આ મુદ્દાઓથી વિશ્વશાંતિ, અને માનવ કલ્યાણ ભારતવાસીઓને ભવિષ્યમાં ભારે પડે, એવો સહજ રીતીએજ ભાસ થાય છે. વર્તમાન કાળે ગમે તેવી લાભની પરિસ્થિતિ જણાતી હોય, ગમે તેવી સલચો તથા ઉજળી બાજુ જણાતી હોય, આંતરરાષ્ટ્રીય દ્રષ્ટિએ આજની ભારતની આ ક્રાન્તિની ગમે તેટલી મહત્તા ગણાતી હોય, ગવાતી હોય, અને ઉડીને આંખે વળગે એવા પ્રત્યક્ષ લાભોથી ભરપૂર હોય, છતાં સાવચેતી રાખવામાં ગાફેલ બનવું ન જોઇએ.

૨૫. હાલની તમામ ક્રમે પધ્ધતિ અને છેવટે સંસ્થાનોના ક્રમો પણ, જગતની ભાવિ યોજના સાર્વભૌમ રાજ્ય સંસ્થાના ઘડતરના પ્રારંભના અંગ રૂપજ જણાય છે.

૨૬. એ રીતે ફરીથી સંભવ છે, કે—આખા જગત ઉપર ઇંગ્લાંડ વ્યાપક રીતે પોતાની વિશ્વ શહેનશાહત ચક્રવર્તિપણું સિદ્ધ કરે, શ્રીમાન્ વડા પ્રધાન શ્રી. જવાહરલાલ નહેરૂજીના શબ્દોમાં કહીયે, તો "જગતમા આંતરરાષ્ટ્રીય એક વ્યાપક રાજ્યતંત્ર અને સત્તા ઉત્પન્ન થયા વિના જગતમાં શાંતિની શકયતા નથી" વિગેરે મતલબના શબ્દો ભાવિ સ્વાર્થિ પરિસ્થિતિના ઘડતરમાં એજે સાંભળેલા આંતરરાષ્ટ્રીય માનવોના મજબુત પ્રયાસોની માર્મિક સૂચના મળી રહે છે.

૨૭. ભારતમાં ઉદેપુરનું રાજ્ય ચક્રવર્તી રાજ્ય સંસ્થાના અવશેષ રૂપ ગણ્યું આવે છે. તેનો દાવો ભવિષ્યમાં ન નડે માટે રીયાસતી ખાતા મારફત દેશી રાજ્યોના નાના મોટા એકમો કરાવી કોઇ પણ એક એકમના પ્રમુખ તરીકે અમુક મુદત સુધી રાણાજીને બનાવી સર્વ હિંદુ રાજ્યોના આગેવાન તરીકેનું સ્થાન ઢીલું કરી નાંખવામાં આવ્યું અને છેવટે તે કાર્યની પૂરી સફળતા માટે હિંદના ગવર્નર જનરલ શ્રી માઉન્ટબેટન સાહેબે જાતે પધારી મુલાકાત લઇને પૂરેપુરી ખાત્રી કરી લીધી જણાય છે. હવે માત્ર ત્રીજી લડાઇથી અમેરીકા મારફત રુશીયા જર્મનીની જેમ ખોખરું થઇ જાય પછી અનેક સંસ્થાન સમૂહોનું વાલી ઇંગ્લાંડને વિશ્વ ચક્રવર્તિ તરીકે જાહેર થતાં કોણ રોકી શકશે !

૨૮. વિશાળ સાધનોથી સંપન્ન હિંદની બંધારણ સભા સંપૂર્ણ, સગવડ; દ્રાદિક સંપૂર્ણ સહાનુભૂતિ: અને મજબૂત તક: આપે તો આશા છે, કે હિંદના મૂળ ભૂત સત્યો માહિતીઓની વર્તમાન ગલતીઓ; લોક શાસનના પાયા સિધ્ધાંતોના આધારે પણ આ બંધારણમાં રહેલી ખામીઓ અને આંતર રાષ્ટ્રીય આડકતરી રીતે થતી ભૂલ ભૂલામણી ભરેલી દરમ્યાનગીરીઓ: વિગેરેનું સૂચક લીસ્ટ વિગેરે સાદર રજુ કરવાનો પ્રયત્ન કરી ભારતની વર્તમાન પ્રજાની અને તેના ભાવિ સંતાનોની સેવા કરી છુટવાની ઇચ્છા સફળ કરી શકું. અને તોજ મારી વિજ્ઞપ્તી અરણ્ય રૂદન સમાન બનતી અટકી શકે, એવી આશા સાથે વિરમું છું

પ્રભુદાસ બેચરદાસ પારેખ.
ગરેડીયા કુવા રોડ,
ઠક્કર નાગજી બેચરના મકાનમાં,
કન્યાશાળા પાસે, રાજકોટ.



# અદ્યતન ભારતીય સંસ્કૃતિ.

લેખક : : . . : બલવંત ગી. સંઘવી. (M A.)

આપણી માતૃભૂમિ તેના 'INDIA' નામને ઘણીજ વફાદાર છે. કારણ કે 'INDIA' એટલે 'IN AID' અર્થાત્ સહાય્યક. વળી ચોથા સૈકાથી માંડીને આજ દિન સુધીમાં સંસ્કૃતિના અનેક બોધ અને પ્રતિબોધનું સંગમસ્થાન પણ એવું જ સહાય્યક નીવડ્યું છે. એ અવધિ દરમ્યાન તે પાશ્ચત્ય સંસ્કૃતિના ગાઢ સંસર્ગમાં પણ આવવા પામી છે.

ભારતની પુરાતન સંસ્કૃતિ ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, તેમજ ઐતિહાસિક પૂર્વભૂમિકા ઉપર રચાયેલી હતી. તેના ઉપર ઇરાની, ઑસ્ટ્રિક, આર્ય દ્રાવીડી, હેલેનિક તેમજ મુસ્લીમ સંસ્કૃતિઓની અસર હતી. સંયોજનાત્મક દૃષ્ટિએ તે પ્રેરણાત્મક અને પૃથક્કરણાત્મક દૃષ્ટિએ તે દૃઢ હતી. તેણે ભૌતિક સૃષ્ટિના સુખસાધનની પરવા નહિ કરનાર એવા એક અંતઃકરણને અસ્તિત્વમાં આણ્યું હતું. તેની પાસે આધ્યાત્મિક બળ હતુ. તે આદર્શ અને અપૂર્વ હતી. અપ્રતિમ થવા જોર, તેની મુદ્રા હતી. પરંતુ આજે?

મોગલ–મુસ્લિમો તેમજ યુરોપિયન–અંગ્રેજોનાં આગમનની સાથે જ સમયની સ્પર્ધા કરવાને ખાતર તેને તેના સ્વરૂપમા–ચૈતન્યને અલબત્ત જીવંત રાખીને પરિવર્તન કરવું પડ્યુ.

ભારત એ એક ખંડ છે. વળી તે અનેક કોમી તેમજ ધાર્મિક સંપ્રદાયોની એક ભૂમિ છે. એ પ્રત્યેક સંપ્રદાયે સામાન્ય આંતર સંસ્કારને સ્વીકારેલ છે. એ સ્વીકાર આત્માનો તેમજ સર્વવ્યાપી આત્મા વડે નિરોધિત એવા દૈવ પ્રત્યેના વૈયક્તિક વિચાર, લાગણી તેમજ સંમતિના ચૈતન્યનો છે.

"કરણી તેવા પાર ઉતરણી": માટે તારા આત્માને ઓળખી આત્મા સાથે સુમેળ તેમજ સદ્‌ભાવ સાધવા સારૂ સૌ સાથે સુમેળ સાધ. 'તું એજ તે' એ વલણમાં ખાસિયત છે. અને તેથી જ 'માનવની સેવા કરવી એ પુણ્ય છે અને તેને હાની પહોંચાડવી એ પાપ છે. સહનશીલતા, ખામોશ, વાસ્તવિક ચિંતન તેમજ શુદ્ધ જ્ઞાનને અંતે પ્રાપ્ત થયેલી મુક્તિ એ સંસ્કારિક આચરણના સારરૂપ છે".

ઉપર્યુક્ત મધ્યવર્તી ધાર્મિક સત્યને વિશે બોધ, સંન્યાસીઓ એક મત ... જ પ્રમાણે ... નૈતિક દ્રષ્ટાઓ, ઇસ્લામી સુફિઓ, ... ના પ્રચારકો

તેમજ જૈનોના ચિત્તને જ્ઞાનોદ્દીપ્ત કરનાર ચૈતન્ય એ ચિનગારીરૂપ છે અને પરમચૈતન્ય એ પ્રકાશ ફેલાવનાર મહાદીપ (દીવડો, મશાલ) છે પ્રસ્તુત નૈતિક, બૌદ્ધિક, ધાર્મિક તેમજ જાતીય મીમાંસાની સાથે તમામ ધર્મો તેમજ નૂતન નાસ્તિકો પણ સહમત છે.

હિંદુધર્મ એ અનેક ભારતવાસીઓનો ધર્મ છે. તે ધર્મનું મૂળ ઈસ્વીસન પૂર્વેના ત્રણ કે ચાર સૈકાઓના અથવા તો તેની પણ પૂર્વેના વૈદિક દ્રષ્ટાઓમાં હતું એમ કહી શકાય જાગૃતિ. પ્રગતિ તેમજ અસીમને ગ્રહણ કરવાના સસીમના પ્રયાસો તે એ ધર્મની માન્યતા છે. પ્રાર્થના, પૂજા, ધર્મવિધિ તેમજ કસોટી સંજ્ઞા કે જે ફોટોગ્રાફની છબીની માફક અસલ હિંદુ સંસ્કૃતિનો સાચો તેમજ વાસ્તવિક ખ્યાલ આપે છે તે, ચૈતન્યના મૂલ્યની શ્રેષ્ઠતા ઉપર હજુ પણ ભાર મૂકે છે. હાલ તેના સ્વરૂપમાંજ પરિવર્તન થવા માંડ્યું છે. નવી કુપ્પીમાં જૂના રસાયણસત્ત્વ રૂપ તેના ચૈતન્યમાં નહિ. પરંતુ બીજા ધર્મો નિર્દિષ્ટ મત તેમજ આપ્ત વાક્ય ઉપર ભાર મૂકવા તરફ વળેલા હોય છે. એઓ આ રીતે માનવતાને પ્રતિસ્પર્ધી સમૂહોમાં વિભાજિત કરે છે હિંદુત્વ વૈદિક મતો તેમજ ધર્મવિધિઓમાં પૂર્ણશ્રદ્ધા રાખતું હોવા છતાં પણ અન્ય ધર્મોને સ્વીકારે છે તેમજ માન્ય રાખે છે. પહેલાંની માફક હિંદુત્વનો ધ્યેય આજપણ આધ્યાત્મિક જીવન તેમજ આત્મમુક્તિનો છે. તેની પાસે શુદ્ધ સંસ્કૃતિનો ભાવો છે. વળી સમય સાથે ચાલવાને માટે નવા હિંદુત્વને માટે સંપૂર્ણ અવકાશ છે. તેમ છતાં, સાચો પ્રકાશ ધરાવનાર નૂતન તેમજ પુરાતન સંસ્કારી માનસોના પૂર્ણ સહકારની તેમાં આવશ્યકતા છે. બાહ્ય ધર્મક્રિયા, જનશ્રુતિ વિષે અંધશ્રધ્ધા તેમજ અમુક વર્ગનું વારસાગત એ બધું જાનવર્ણના આ દિવસોમાં ખવાતું ચાલ્યું છે કોઈપણ રીતે શૈવિતી, વૈષ્ણવ, શાક્ત સંસ્કૃતિના સાંપ્રદાયિકો, કબીરપંથીઓ, ચૈતન્યના શિષ્યો, વેદાંતીઓ, સનાતનીઓ તેમજ પ્રાર્થના સમાજવાદીઓની સંસ્કૃતિનું ધોરણ સમરૂપ છે. બ્રહ્મસમાજ અને પ્રાર્થનાસમાજ પણ માને છે કે, "ધર્મ ધિક્કાર નથી શીખવતો આપણે હિંદુઓ છીએ અને હિંદુત્વ એ આપણું છે." આમ જેવી રીતે માણસને ધાર્મિક તેમજ સામાન્ય એમ બેવડું વ્યક્તિત્વ હોય છે તેવી જ રીતે સંસ્કૃતિને બેવડી મુદ્રા છે. તેમાં સમાજ તેમજ આધ્યાત્મનો અંશ રહેલો છે. આનો અર્થ ભિન્નતા નથી. એ તો ધર્મોમાં એકરાગ ઉત્પન્ન કરે છે. હિંદુત્વના નીતિ શુધ્ધ સંસ્કૃતિને આગળ લાવવા, નૈતિક તેમજ સામાજિક નિયમો ટકાવી રાખવા તેમજ પંથની અખંડતા તેમજ નિર્ભયતાનું રક્ષણ કરવા માટેની ઉન્નતી થઈ ત્યારથી અસ્તિત્વમાં આવી છે.

સંક્ષેપમાં, જો કે પરદેશીઓને લીધે હિંદુત્વને ચડતી અને પડતીમાંથી પસાર થવું પણ હતું, છતાં પણ તે સંસ્કૃતિનું ધર્મસૂત્ર સંગ્રહ છે. તે અનંત-સનાતન છે.

સાંસ્કૃતિક હિસ્સામાં બીજી શ્રેણી બૌદ્ધધર્મની આવે છે, જો કે એ પોતાની માતૃભૂમિમાંથી લય પામ્યો છે છતાં પણ તેણે વિશ્વધર્મ તરીકે સાંસ્કૃતિક મહાનતાના અનેક પગલાં પાડ્યાં છે. તે પોતાના નીતિ-વિષયક દૃષ્ટાંતો 'જાતક કથાઓ'ના રૂપમાં મળી આવતા પૂર્વખ્યાત સાહિત્યને માટે તેમજ ધાર્મિક સંપ્રદાય 'સંઘ'ના ઐક્યને માટે સુવિખ્યાત થઈ પડ્યો છે. સદાચરણના ત્રણ રત્નો તેમજ આત્માનુશાસનના નવ નિયમો જાપાન, બર્મા, ચીન, આસામ તેમજ 'હીનયાન' અને 'મહાયાન' સંપ્રદાયોવાળા તમામ દેશોમાં પ્રખ્યાત છે; અને વિશ્વસંસ્કૃતિનું સૌથી મહાન.

પ્રતા પારમિતા કનક મુનિ બુદ્ધના પરોપકારી જીવન તેમજ માનવપ્રેમી ચારિત્ર્યમાંથી જોવા મળે છે. ભાવિ પયગંબરો તેમજ ઉપદેશકોને માટે તેણે સમયની રેતીપર પોતાના પગલાં પાડ્યાં હોય એ બનવા જોગ છે. જે પ્રમાણે પશ્ચિમના દેશોમા ખ્રિસ્તી સંસ્કૃતિ છે. તેજ પ્રમાણે પૂર્વના દેશોમાં અપૂર્વ બૌદ્ધ સંસ્કૃતિ છે. શાક્યમુનિના બહુસૂત્ર સત્યો, આદર્શ વચનો તેમજ બંધુભાવ એવી કોટિના છે કે તેના સુવર્ણયુગ પછી અનેક પરિવર્તનો થઈ ગયા હોવા છતાં પણ માનવચિત્તમાંથી તે ખસ્યા નથી તેણે કેવળ નિષ્ક્રીય શબ્દોથી નહિ પરંતુ સક્રીય આદર્શ જીવન જીવીને શુદ્ધ સંસ્કૃતિનો ઉપદેશ આપ્યો અશોકની આજ્ઞાઓ, સ્તુપો, વિહારો, ચૈત્યો (મંદિરો), પાલીમાં લખાયેલા ગ્રંથો તેમજ અડધાં આવશેષો પણ તેના અતિપ્રાચીન કાળની સંસ્કૃતિના જીવંત પુરાવા છે. મનુષ્યો તો જન્મશે અને મૃત્યુ પામશે, પરંતુ બૌદ્ધ સંસ્કૃતિ તો નગાધિરાજની માફક ખડી જ રહેશે.

જૈનધર્મ કે જે બૌદ્ધધર્મના વિકાશ સમયે પણ સુવિકસિત હતો તેણે 'અહિંસા'ની એક શુધ્ધ સાંસ્કૃતિક દૃષ્ટિ આપેલ છે. તેણે સન્નાસનો અપૂર્વ અર્થ પણ સમજાવેલ છે સાથે સાથે તેણે માનવત્વવાદનો ઉપદેશ પણ કરેલ છે, વધુમાં કલા અને સ્થાપત્ય કલામાં કલગી ઉમેરી તેણે બૌદ્ધ કલાને સ્થાયી સ્વરૂપ પણ આપેલ છે. જૈનધર્મનો સાંસ્કૃતિક હિસ્સો કરણી વિષેના સંયમમાં રહેલો છે. આ રીતે તે સર્વ જીવાત્માઓ પ્રત્યેના પ્રેમ તેમજ શુધ્ધ સામાજિક આચરણની હિમાયત કરે છે. જેમ બુધ્ધ ધર્મને લોકસમુદાયે સ્વીકારેલો હતો તેમ, હિંદમાં અસ્તિત્વ ધરાવતા ધર્મોમાંના એક એવા તે જૈનધર્મનું પ્રાયઃ જાતીએ અનુસરણ કરેલ છે. પુનદાન એ પાર્શ્વનાથ અને મહાવીર સ્વામીના અનુયાયીઓનું દિવ્ય લક્ષણ છે, અને તે સંસ્કૃતિના આદર્શ લક્ષણરૂપ આર્થિક સહકારને ઉત્તેજન આપે છે. અદ્યતન ભારતીય સંસ્કૃતિ નિયમસરની ધર્મ વિધિ માટે ઓકારી ઉત્પન્ન કરે છે, પરંતુ બંધુભાવની આવી રૂપરેખાને ઉત્તેજતી નથી.

ઈસ્લામ સંસ્કૃતિ હિંદમાં મહેમદ કાસીમનાં પ્રવેશ અને મોગલોના આગમનની સાથે જ અસ્તિત્વમાં આવી. એમ ખાતરીપૂર્વક કથન કરવામાં આવ્યું છે કે આ ધર્મ અર્થાત્ એક દેશીય (સ્થાનિક) સંસ્કૃતિ સાથે રસરૂપ તેમજ એકરસ થએલી એવી તેમની ધાર્મિક સંસ્કૃતિના ઈમાન, ભાંઈચારો તેમજ સદ્ભાવ જેવા અત્યંત દેદીપ્યમાન લક્ષણો બંદૂકની અણીએ પ્રસરાવવામાં આવ્યા હતા. હિંદી સંસ્કૃતિ ઉપર પડેલી ઈસ્લામ સંસ્કૃતિની અસરની ઉપેક્ષા ન કરી શકાય. તેણે વાસ્તવિક પ્રેમ અને સત્ય માટેની શુધ્ધ આસ્થા, એકરાગ અને અભિરુચિના ખ્યાલોને ખીલવી તેને આગળ ધપાવ્યા તે સંપ્રદાયના ધાર્મિક મતો પાણી ઉપર તરતા તૈલ બિંદુઓની માફક પગભર થતા નથી, એ એક ખેદજનક અવસ્થા છે; છતાં પણ સાંસ્કૃતિક લક્ષણો આપણામાં મિશ્રી મળે તેમ મળી ગયા છે. 'ઉત્કંઠિત બનો; ચપળ બનો; ભિન્ન ન બનો' એ હિંદે ઈસ્લામની સંસ્કૃતિનો સ્થાયી હિસ્સો છે. (અપૂર્ણ)

---

## સ્વીકાર.

ગ્રન્થ: પરાક્રમી પેઢી.

### પત્ર-પરિચય.

કલ્યાણ: (સંપાદક: સોમચંદ ડી. શાહ, જીવન નિવાસ સામે, પાલીતાણા. વા. લવાજમ રૂ. ૪-૦-૦).

નામ પ્રમાણે એના ગુણનું ગૌરવ જાળવી રહેલું આ માસિક જરાક વિશેષ ઉદાર બને તો, ઘણાને સન્માર્ગસૂચક બને તેમ છે. કલ્યાણને પોતાનું માની-કલ્યાણવાંચ્છુ, સ્ત્રી-પુરુષો તેને સહર્ષ વધાવી લે.

સ્વીકાર: જીવનવિકાસ, કુંદન, ગુણસુંદરી, આરામ.

[પરિચય હવે પછી].

# मानवता

छे. मफतलाल संघवी

चारों ओर एकही दृश्य नजर आता है—मानवता के लीलामका! व्यापारी अपनी मानवता देकर, बदलेमें सोने-चांदीके टूकडे खरीद कर रहा हैं। वैद्य और वकील सेवाधर्मके नाम पर अपनी २ सद्‌विद्याओंका लीलाम कर रहें है और बदले में क्या पाते हैं वो आपको मालूम है?—वो पातें है बडी २ बैठकें! चारों ओर आज एक ही आवाज सूनाई देता है — मौका मिल गया है, लूंटना हो इतना लूंट ले। बायंदा एसा मौका फीर कभी न मिलेगा!

मैं पूछता हूँ कि-देशके सपुतकी क्या ये फर्ज है? कौन से धर्मशास्त्रमें ऐसा लिखा है कि – लक्ष्मी और सत्ता ही जीवन का सारतत्त्व है? मानव, जब अपने जीवन की सारी पुंजी स्वरूप मानवता को खो देगा तब वो कीसके सहारे अफाट संसार-सागर को पार कर शकेगा? क्या उस वख्त चंचल लक्ष्मी उसको सहाय करेगी?

जहाँ नीति नहि है, न्याय नहि हैं, वहाँ संप, स्नेह और शान्तिका सुराज्य कैसे चल शकेगा?

आज का मानव-बाह्य जगत को अपने अंतर-जगत से भी ज्यादा महत्त्व दे रहा है और उसकी वजह से वो भीतर की तत्त्वमय आलम से दिनप्रतिदिन गिर रहा है और संसार के तूफानी पवनों के साथ अपनी उम्मीदों के लिये वार्तालाप कर रहा हैं।

अगर संसारमें धर्म के प्राणवन्त प्रकाश को जिंदा रखना है, तो सब संसारवासी अपने २ पवित्र जीवनधर्म की रक्षा के लिये तत्पर हो जाय और जो २ रास्ते से धर्मके मार्ग पर विघ्न आता हो,

वहा पर सच्ची मानवता के प्रचारकों को रख दिये जाय कि वे प्राणान्ते भी मानवता के नामको वट्टा न लगने दे !"

आज की विश्वव्यापी अशांति का सच्चा कारण है,– मानवता का अभाव। मानव आज वातवातमें मानवता के जीवन्त प्रकाश पर असत्य, अनीति, और अतिमानिता का भीषण तिमिर वर्षा रहा है ! न मालूम उससे उसको क्या मिल जाता है।

निशदिन जिसके अंतरमें प्राणी मात्र के कल्याण का मंग का शुभ मन्त्र गूंज रहा हो, जिसकी रगरगमें सच्चाई और इन्स नियत का संगीत लहेरें ले रहा हो, जो आत्मा के आवाज प दिशामें चलता हो, वही सच्चा मानव हैं और वैसे ही मानवो कारन-ये वसुंधरा बहुरत्ना कहलाती है।

जिसके दिल और दिमागमें अपने राष्ट्र के उत्थान की शु भावना है उसका वो सर्व प्रथम कर्त्तव्य होता हैं कि — डगर पर अपनी जीवननीति ख्याल रखे और अनीति के रास्ते हट जाय।

मानव जीवन का जो सत्त्व-वही मानवता। इन्सान की इन्स नियत को नापने का जो गज वही मानवता। सच्चा वैभवशाल वो है जिसकी पास मानवता की पुंजी है।

जिसको अपने कर्तव्याकर्तव्य का ज्ञान नहि है वो मनुष्य संसारमें केवल श्वास लेनेके लिये ही जिंदा रहता है, न तो उसकी हस्तिसे दुनियावालों को कोइ फायदा होता है, न उसका उत्थान होता है।

संसार से जब मानवता कम होती है तब उसकी जगह दानवता के मुख्य २ प्रतीक आकर खड़े हो जाते है और स्वर्गमय संसारमें, असत्य, अनीति और हिंसक प्रवृत्तियाँ का जोर बढ़ जाता है। आज के जगत की लगाम उन दानवी तत्त्वों के ... है ऐसी मेरी मान्यता के सामने किसी भी ज्ञानी का नहि होगा।

अगर संसारमें सत्य, स्नेह और शांति का साम्राज्य स्थापन करना है तो प्रत्येक स्त्री-पुरुष की वो पवित्र फर्ज है कि वो सब एक साथ मिलकर नीति के नींव पर अपने जीवन की इमारत खड़ी करने की प्रतिज्ञा ले। सिवा नीति मानवता का वो प्रभाव कि जिस के सामने अच्छे २ महारथी को अपना शिर झूकाना पडता था वो कभी जीवन्त नहि होगा।

देखो! आज एक दूसरे मनुष्य के बीच कीतने २ स्वार्थो की दीवारे खडी हो गई है। उसका मतलब यही है कि आज का मनुष्य को परिमित दृष्टिमें अपने स्वार्थ से बढ कर कोई दूसरा पवित्र तत्त्व दिखाई नहि देता है। मगर ये कैसे चल सकेगा? अगर इन्सान को भली इज्जत के साथ जीना है तो उस को अपनी इन्सानियत को अच्छी तरह से समालना होगा, वर्ना वो आप दुनिया से मीट जायगा और तवारीखमें उसका नाम तक नहि मिलेगा।

---

# सुदर्शन

ले. विजय

चंपानगरीमें एक श्रेष्ठि वसता था। सुदर्शन उसका नाम। फूलाफाला उसका यौवन। रूपमें भी कोइ कमी नहि। संपत्ति भी उतनी ज। मनोरमा उनकी स्त्री का नाम। वो भी मान लो लक्ष्मी का अवतार चन्द्र और जलधि सा दोनोंका स्नेह। दोनों बडे धर्मप्रेमी थें और चारित्र उनको प्राण से भी अधिक प्यारा था।

नगर के राजा का नाम रणसिंह था। अभया उसकी राणी थी, कपिल नामक परोहित था। कपील और सुदर्शन दोनों सच्चे मित्र थे। एक दूसरे को अमी की आँख से देखते थे। सुदर्शनकी शुश्रूषा करने का मोका मीलता तब कपिल अपना महाभाग्य समझता और उसके मकान पर काल व्यतीत करनेमें वो अपना पुण्य मानता।

कपिला था परोहित की स्त्री का नाम। सुदर्शनकी कीर्ति-कविता उसने सूनी। उससे वो चकित-सी हो गई, उस के अंग-प्रत्यंगमें वीणा के झंकार की तरह-कामकी वीणा झंकार करने लगी। चारों और उसको सुदर्शन ही नजर आने लगा।

कुछ राज्यकार्य के लिये परोहित को विदेश जाना हुआ। कपिला को मोका मिल गया। वो सुदर्शन के घर गई। कपिल की बेमारी का उसने संदेश कहा। सुदर्शन तय्यार हुआ। अपने मित्र को मिलने के लिये वो उसके भवन प्रति चला।

मकान स्वच्छ और सुंदर था। उसके द्वार खूले थे। सुदर्शन भीतरमें दाखिल हुआ। अपने मित्र को वो ढुंढने लगा। मकान का कमरे कमरा उसने छान लिया फिर भी मित्र कपिल का पता न चला। वो वापस लौटा; विस्मत हुआ। द्वार के पासमें ही कपिला खडी थी। द्वार उसमें भीतरसे लगा दिया था।

उसके वदन पर प्रणयभाव था। अंग-प्रत्यंग से मोहका झरना वह रहा था। वस्त्रलंकार से वो चमक २ चमक डाल रही थी। उसके अभिनय में मुग्धता थी। रसार्द्र दो नयनों से उसने सुदर्शन का दर्शन किया। सुदर्शन चकित हो गया। वो भागने लगा। कपिला उसके चरणमें लौट पडी और भोग की याचना की।

सुदर्शन स्तब्ध हो गया। एक क्षण के चिंतन पश्चात् उसके वदन पर मुस्कुराहट फैल गया। वह शान्तिसे बोला :

'मैं तो नपुंसक (होजंडा) हूँ।'

कपिला सूमशाम हो गई। मान लो वसंत की बहार पर हीम की वर्षा हुइ। उसने द्वार खोल दिये। सुदर्शन वहाँ से भागा।

कपिला घबरा गइ। लज्जा से वो विह्वल हो गइ। उसके नारी-हृदय पर निराशा का कारी जख्म हुआ। किन्तु सब कुछ समय व्यतीत होने पर दूर हो गया।

एक वख्त वसन्त का उत्सव था। सुदर्शन की पत्नी मनोरमा बागमें घूम रही थी। पीछु २ उसके छे पुत्र चल रहे थे। कपिलाने ये देखा। वो विस्मत हुई। राजरानी अभया उसकी साथ थी। उसको कपिलाने पूछाः

'ये कीस के पुत्र है?'

'सुदर्शन के' टमटमती आंखसे कपिला को नापती रानी बोली.

'सुदर्शन के पुत्र।' कपिलाने पूछ तो लिया, मगर उसका उत्तर सून कर वो बडे विचार में गरक सी हो गई।

रानी हंसने लगी। कपिला और सुदर्शन के बीच जो बीना बनी थी वो, वह समझ गई। कपिला के सरल स्वभाव की उसने हंसी उडाई। कपिला खीजा गइ। वो बोली :

'मैं तो बुद्धु। मगर आप तो राजरानी है ना।'

रानी समझ गई। सुदर्शन को अपना बनाने के लिये उसने पक्का निश्चय किया।

दरम्यानमें कौमुदी-उत्सव आया। राजा-प्रजा सब बागमें चले। गाँव निर्जन-सा हो गया। केवल एक सुदर्शन'ही देवमंदिर में ध्यानस्थ था। रानी को समाचार मिल गये। उसने बेमारीका ढोंग किया; बागमें जाने का बंद रखा। साथ में एक परिचारिका को भी रख ली।

संध्याके के समय पर उसने सोलह शृंगार सजे; शयनमंदिर को सुवासित बनाया। परिचारिका पहिले से ही अपनी मालकन की ख्वाहिश से सुपरिचित थी। वो सहसा देवमंदिर प्रति चली। वहाँ उसने तरकीब रची, धर्म का ढोंग किया; सुदर्शन बन गया और दासी उस का राजभवन प्रति ले चली।

रानी बैठी हुइ। उसके नयन और अंग-प्रत्यंगमें प्रणयरस बहने लगा। वो सुदर्शन के पाँवमें पडी। वो विस्मित हो गया। पीछे डग भरे। रानी का दिमाग तेज हुआ। उसने सुदर्शन को दम भीडाया। जवाबमें सुदर्शनने मंद हास्य किया। वो हास्य रानी को बीच्छु के डंश सा प्रतीत हुआ।

वो रणचंडी बनी। केश ओर वस्त्राभूषण अस्त व्यस्त कर दिये। सुदर्शन पर उसने आरोप रख दिया। वो जोर शोरसे चील्लाने लगी। राजभवन धृज उठा।

राज्यकर्मचारी उद्यानमें खेलते थे। उन्होंने ये आवाज सूनी। वो सब वहाँ पहुँच गये। सुदर्शन को गिरफतार किया। उस को राजा के पास ले गये।

राजा सुदर्शन के चारित्र-व्रतसे सुज्ञात था। उसने सुदर्शनको प्रश्न पूछे. किन्तु सुदर्शनने मौन का आश्रय लिया। क्योंकि उस वख्त मौन ही उचित था। राजा क्रोधान्वित हो गया। उसने सुदर्शन को फांसी की सजा फरमाई। राज्यकर्मचारी उसको फांसी के मंच प्रति ले चले।

सुदर्शन की पत्नी मनोरमाने ये समाचार सूने। वो पवित्रताकी प्रतिमूर्ति थी। सुदर्शन के चारित्र के विषयमें उसको जरा-

सी भी शंका न थी। वो ध्यानलीन बनी और निश्चय किया कि-अगर मेरा सुदर्शन वापस नहि लौटेगा तो मैं भी देह छोड दुंगी।

सुदर्शन फांसी के मंच पास पहुँच गया। उसको वहाँ हींगनाने मैं आया। किन्तु उसी वख्त एक कड़का हुआ, फांसी के रस्से तूट गये और वहाँ पर दिव्य प्रकाश फैला। चारित्र का तेज झगमगाने लगा। सुदर्शन फांसी के मंच के बजाय सुवर्ण के सिंहासन पर बैठा हो ऐसा सबको प्रतीत होने लगा।

राज्यके सिपाही विस्मित हो गये। उन्होंने ये समाचार राजा को पहुँचाया। राजा तुरंत वहाँ आया। उसने सुदर्शन को प्रणिपात किया। सुदर्शनने उसको चारित्र की महत्ता समझाइः राजा-रानी को उसने क्षमा बक्षी।

मनोरमाने भी अपने पतिदेव के दर्शन बाद अपनी 'देहत्याग' की प्रतिज्ञा समेट ली।

समय व्यतीत होने पर दोनोंने चारित्र अंगीकार किया। दोनों परमपद के अधिकारी बनें।

गहन और दिव्य है तेज चारित्र का। व्योम के असंख्य नक्षत्रों के तेजसे भी ज्यादातर ज्वलंत और जीवन्त होता है तेज संयमका। संसार की दृश्यादृश्य सब ताकत उसके आधीन रहती है।

— —

# 'पयन्ना' साहित्य

ले. अगरचन्दजी नाहटा

( गतांक से चालु )

७ श्री. जैन श्वेताम्बर कान्फरन्स से प्रकाशित जैन ग्रन्थावलिमें ८४ आगमों की संख्या में ३० पयन्नों की सूची दी गई है:-

| | | |
|---|---|---|
| १ चतुःशरण | १ अजीवकल्प | १ पिंड विशुद्धि |
| २ आतुर प्रत्याख्यान | २ गच्छाचार | २ सारावली |
| ३ भक्तपरिज्ञा | ३ मरणसमाधि | ३ पर्यन्ताराधना |
| ४ संस्तारक | ४ सिद्धप्राभृत | ४ जीवविभक्ति |
| ५ तंदुलवैचारिक | ५ तीर्थोद्धार | ५ कवच |
| ६ चंद्रध्यक | ६ आराधनापताका | ६ योनिप्राभृत |
| ७ देवेन्द्रस्तव | ७ द्वीपसागरप्रज्ञप्ति | ७ अंगचुलिया |
| ८ गणिविद्या | ८ ज्योतिषकरंडक | ८ वंगचुलिया |
| ९ महाप्रत्याख्यान | ९ अंगविद्या | ९ वृद्ध चतुः सरण |
| १० वीरस्तव | १० तिथिप्रकीर्णक | १० जंबू-पयन्नो |
| श्लोक १९५५ | श्लोक १५५९२ | श्लोक २९२५ |
| | | कुल श्लो. २०६९५ |

८ प्रकाशित पयन्ने—१ चउसरण (६३) २ आउरपच्चक्खाण (७०) ३ महापच्चक्खाण (१४२) ४ भत्तपरिण्णय (१७२) ५ तंदुलवेयालिय (१३८) ६ संथारग (१२३) ७ गच्छाचार (१३७) ८ गणिविज्जा (८२) ९ देविंदथय (३०७) १० मरणसमाधि (६६३) कुल १८१८ गाथा छाया सह एवं १ गच्छाचार (१३७) २ तंदुलवेयालियं विजय विमल की वृत्तिसह ३ चउसरण अवचूर्णि सह एवं गु. अनुवादसह ४ ज्योतिष कांडवृत्तिसह ५ चंदाविज्झयं छायासह ६ द्वीपसागरप्रज्ञप्ति सटीक ७ पिंडविशुद्धि (वास्तवमें यह पयन्ना नहीं है) वृत्ति आदि प्रकाशित है। चउसरण, आउरपच्चक्खाण आदि के गुजराती अनुवाद भी प्रकाशित हो चुके हैं। अंगविद्या, तीर्थोद्धार आदि कई महत्त्वपूर्ण पयन्नोंकी भी शोध अब शीघ्र करना चाहियें।

## पयन्ना सूची

१२ गच्छाचार गा. १३७-१३८____ पा.
„ अवचूरि_____ भा पा
„ विवृत्ति (ग्र ५८५) विजयविमल सं. १६३४ प्र भा.
„ व्याख्या _____वानर____ भा.
१३ अ मरण समाधि गाथा ६५२-६५१-६६०-६६१ ____ पा.
१३ ब मरणविभक्ति गाथा ८३७ _______ पा. ली
१४ द्वीपसागर प्रज्ञप्ति गाथा २२३-२५०-२८० ______ पा ली.
१५ सिद्धप्राभृत गाथा १२१______ पा. ली.
„ टीका______ पा.
१६ तीर्थोद्गालिक गाथा ११६७-१२६१-१२३३ (ग्र.) १५६५-
भा. पा. श्री. ली
१७ आराधनापताका गा. ९९० वीरभद्र______ भा.
१८ सारावली (ग्र.) १३६ गा. ११६______ भा.
१९ अंगचूलिया ८००______ भा.
„ टवा______ भा.
२० वंगचूलिया (सुद्दीयाणुपत्ती) यशोभद्र ____ हमारे संग्रहमें
„ टवा ____ भा
२१ ज्योतिष करंडक
„ टीका (ग्र. ५५००) मलयगिरि____ प्रकाशित
२२ संलक्त निर्युक्ति
„ टवा______ हमारे संग्रहमें
२३ अंगविद्या (ग्र. १००)______ भा.
२४ कवचद्वार गाथा. १२१______ भा.
२५ योनिप्राभृत______ प्रश्नश्रवण ______ भा.
२६ *तिथिप्रकीर्णक*
२७ जीवविभक्ति
२८ पिंडविशुद्धि गा १०३, १०४ जिनवल्लभसूरि______भा.
„ बालावबोध
„ अवचूर्णि
„ वृत्ति______श्री. चन्द्रसूरि (ग्र ४४००) प्र.
„ टीका______यशोदेवसूरि (ग्र. २८००) सं ११७६ इ.
दीपिका______उदयसिंहादि (ग्र.७०३) सं. १२९५ इ.

જીવનને વધારે મધુર ગણ્યું હતું. જેમની પ્રવૃત્તિઓ પણ પૂજનીય મણાય છે એવા, હિંદના પ્રિય મુગટ સમા, પંડિત જવાહરલાલ નહેરૂએ એ પ્રવૃત્તિઓ ને તેમાં ધુંધવાતી અશાન્તિ કરતાં ગિરિનાં શૃંગ કે પ્રકૃતિની ગોદને વધારે વ્હાલી લેખી છે. ને ત્યાં જ વિજ્ઞાનનો પરાજય છે.

વિજ્ઞાનને ધર્મ કે તત્વજ્ઞાન સાથે સંબંધ નથી એમ કહેવું એ તો અસત્ય કરતાં પણ વધારે ક્રુર છે. સત્ય તો એ છે કે બન્ને એકમેકનાં પ્રતિસ્પર્ધિ છે.

તત્વજ્ઞાન પ્રવૃત્તિને જીવનને ટકાવી રાખવાનું સાધન લેખે છે; વિજ્ઞાન તેને જીવનધર્મ માને છે. તત્વજ્ઞાને રંગાયેલ પ્રવૃત્તિ કુદરતને માતા માની તેની પાસે દૂધ માગવા દોડે છે; વૈજ્ઞાનિક પ્રવૃત્તિ કુદરતને કચરી તેનાથી દૂર સ્વતંત્ર ક્ષેત્રોમાં વિહરવા માગે છે. તત્વજ્ઞાન પ્રેરણાઓમાં અમૃત ને શાન્તિ સિંચે છે: વિજ્ઞાન તેમાં મદ પૂરે છે. તત્વજ્ઞાન જીવનને, ધામેથા ચાલતાં, ઇચ્છાઓને મર્યાદિત કરી, માત પ્રકૃતિ સાથે રમત કરતાં, શાન્તિને સાધતાં, વેરાયાં પુષ્પને વીણવાનું કહે છે; વિજ્ઞાન તેને રથમાં બેસી, તેં દોડાવતાં, પ્રત્યેક ઇચ્છાઓને અનુસરી, તેને પૂરવાનું શીખવે છે. આ શીખવતી વખતે તે ભૂલી જાય છે કે ઇચ્છાઓને સંતોષવાની નીતિ ઘાસના ભુવનમાં અગ્નિકણ સમી છે. સર્વસ્વને બાળ્યા પછી પણ ક્ષેત્રને તો તે રખ્યાથી જ રંગે.

માનવવૃત્તિઓ પાશવી છે માનવી વચ્ચે શકિત ને સમૃધ્ધિનું ઓછામાં ઓછું અંતર એ જ જગત શાન્તિનો ઉપાય છે. પણ વિજ્ઞાન એ અન્તરને વધારેમાં વધારે બહોળુ બનાવે છે. તે યાન્ત્રિક મહાબળો સર્જે છે ને શકિતધારી પ્રજા તે બળોને છીનવી લઈ અશકતને રહેંસવામાં તેનો ઉપયોગ કરે છે વિજ્ઞાનના અભાવમાં આ સંહારક શકિત ને અંતર આછાં બની જશે.

વિજ્ઞાને આજ સુધીમાં શકય વિકાસ સાધ્યો. પણ માનવીએ તે વિકાસથી શું રળ્યો ?

વ્યવહારનાં ત્વરિત સાધનોએ ભૂમિનું અંતર ઘટાડયું. પણ માનવીની દોડધામને તો તેણે હતી તે કરતાંએ વધારી મુકી.

ઐશ ને આરામનાં સાધનો વધ્યાં, ને માનવી તે સાધનોનો ગુલામ બન્યો.

વિજ્ઞાને સુએઝની નહેર ખોદી: ને શસ્ત્રધારી પ્રજાને કાળી પ્રજા પર નજર રાખવાનું દ્વાર મળ્યું.

સ્વતંત્ર શ્રમ મધુર હતો. તે યન્ત્રશક્તિથી ને સમૂહગત થતાં પ્રાણહીન ને સંહારક બન્યો.

ધનના ત્વરિત વિનિમયે પ્રજાના ચિન્તને અસ્થિર બનાવ્યાં.

મુદ્રણકળાએ પ્રગતિ સાધી ને જ્ઞાન વ્યાપારનો વિષય બન્યું; નિન્દા ગૂઢ ઉખરો ત્યજી જગતવ્યાપી બની.

વૈદક વિકાસ સાધ્યો. ને તેના ટકાવ માટે રોગોને વધવાની ફરજ પડી.

વિજ્ઞાને મહાશસ્ત્રો સર્જ્યાં; ને તે એક બાજુ ઢળી પડતાં પ્રજાઓ વચ્ચેનું અંતર વધ્યું.

ન્હાને પાયે થતાં કામ મોટે પાયે મુકાયાં; ને માનવી વધુ જોખમી બન્યો.

પ્રત્યેક વસ્તુ બુધ્ધિને ત્રાજવે તોળાવા માંડી; ને બુધ્ધિની બહારના પ્રદેશની કિંમત ઘટી, શ્રધ્ધાનાં પૂર ધસ્યાં.

શ્રમ છુટવાયો; ને શ્રમજીવી માનવી પાંગળો ને બેકાર બન્યો.

વિજ્ઞાને આ રીતે, અનેક પ્રકારે, ધર્મ અને તત્વજ્ઞાનનાં મૂળ સમાં શ્રદ્ધા, આત્મતૃપ્તિ ને શાન્તિને જોખમમાં નાંખી દીધાં છે. વિજ્ઞાન વિકાસ પામીને જો તત્વજ્ઞાનની નીસરણીએ ચડી જાય તો તે જોખમ વેરાઇ જશે. નહિતર ભાવિની રહી સહી ઉજ્જવળતા પણ ઘેરાતી ભાસે છે.

વિજ્ઞાન કદાચ શુભ આશયે વિકસ્યું હશે; પણ તેનું ફળ અશુભમાં પરિણમ્યું છે. પ્રત્યેક વસ્તુએ પોતાનું પરિણામ પ્રથમથી વિચારવું ઘટે.

વિજ્ઞાનને સર્જાવનાર અને પ્રેરનાર અન્તે તો કુદરત જ છે, એટલે તેના વિરોધની પાછળ કોઇ પણ પ્રકારનો વ્યય જરૂરી નથી. તેના સ્વરૂપ ને તેનાં અંગોનું નિરીક્ષણ એ એક પ્રકારનો અભ્યાસ છે. પણ તેની પાછળ જીવન સમર્પણની ભાવના કેળવવી એ નિરર્થકવાદની પાછળ હોમાવા જેવું છે.

---

# પર્વાધિરાજ શ્રી. પર્યૂષણપર્વ.



ગણ્યા દિવસોમાં પર્વાધિરાજ શ્રી. પર્યૂષણાપર્વ આવી રહ્યું છે. તે મહાપ્રસંગે માનવીનું શું કર્તવ્ય હોવું જોઈએ તે અંગે કંઇક લખાય છે

આ ઉત્તમ પર્વની આરાધના માટે જ્ઞાની પુરુષોએ-મુક્તિઝંખતા મનુષ્યો માટે મુખ્ય પાંચ કર્તવ્યો બતાવ્યાં છે:-(૧) અહિંસા-પ્રચાર, (૨) સાધર્મિક વાત્સલ્ય, (૩) પરસ્પર ક્ષમાપના, (૪) અઠ્ઠમનો તપ, (૫) ચૈત્યપરિપાટી

## પ્રથમ કર્તવ્ય–'અહિંસા પ્રચાર'

આ સંસારમાં એવો કોઇ જીવ શોધ્યો પણ નહિ જડે કે સ્વયં મરવાની ઇચ્છા ધરાવનારો હોય; મતલબ કે મરણ કોઇને ય ગમતું નથી. અને એટલા માટે અભયદાનને શ્રેષ્ઠ ગણવામાં આવ્યું છે. પોતાના હાથે કોઇ જીવનો નાશ ન થાય તેનો પૂરતો ખ્યાલ પ્રત્યેક મનુષ્યે રાખવો જોઈએ. જો હમેશાં ન બને તો પર્વના દિવસે તો અવશ્ય ખ્યાલ રાખીને વર્તવું જોઇએ. અને તેમાંય પર્યૂષણ પર્વ જેવા દિવસોમાં તો ખાસ!

જીવનમાં દિનપ્રતિદિન દાખલ થતી જતી વેર-ઝેરની ભાવનાને ભૂલવા માટે, પર્યૂષણ જેવા માંગલિક દિવસોમાં જાગ્રત રહેવું તે પ્રત્યેક જિનભક્તના પ્રથમ ફરજ છે.

જેમ બને તેમ આરંભ-સમારંભ ઘટાડી નાંખી આધ્યાત્મિક દૃષ્ટિપૂર્વક જીવન વ્યતીત કરવાની જે સુંદર તાલીમ મનુષ્યને પર્વ દિવસે મળે છે તેવી ક્યારેય મળતી નથી. માટે તે પર્વ દિવસનો બને તેટલો સદુપયોગ કરીને જગતને સાબિત કરી આપવું જોઇએ કે-અમે જાગ્રત છીએ, રંગરાગને હુંસાતુંસીમાં જ અમને 'રસ' છે, એવું કંઇ નથી.

ટુંકમાં વિશ્વમય દૃષ્ટિપૂર્વક જીવન વહનાં શીખવાની તાલીમનો પ્રથમ પાઠ તે અહિંસા-પાલન છે તેમાં કોઈ શક નથી.

## બીજું કર્તવ્ય:-સાધર્મિક વાત્સલ્ય.

આ પર્વ ઉપર શ્રી. મહાવીર પ્રભુના પ્રત્યેક અનુયાયીએ પોતાના ધર્મબંધુઓની યથાશક્તિ સેવા કરવી જોઇએ અને બને તો ભક્તિ પણ કરવી

જોઇએ. કારણ કે સમાનધર્મી આત્માઓનો સંબંધ ખૂબજ કઠિનતા તેમજ અનંત પુણ્યે પ્રાપ્ત થાય છે.

શાસ્ત્રોમાં પણ સ્પષ્ટ નિર્દેશ છે કે: સર્વ આત્માઓએ સર્વ આત્માઓની સાથે પિતા, પુત્ર, ભાઈ, ભગિની, માતા, પત્ની તરીકે અનેકવાર સંબંધ જોડ્યો છે, પરંતુ આ સંસારમાં પરસ્પર સાધર્મિક સંબંધ ભાગ્યે જ પ્રાપ્ત થાય છે.

ત્રીજુ કર્તવ્ય: ક્ષમાપના.

સંસાર વેર-ઝેરથી ભરેલો છે. કોઈ પ્રસંગે કોઈ પણ આત્માની સાથે વિરોધ અથવા પાપકર્મ થઇ ગયું હોય, દુષ્ટ ભાવના જાગૃત થઈ હોય, તેની સાથે સાચા હૃદયની ક્ષમાપના કરવા માટે આ પર્વ સર્વોત્તમ છે.

વર્ષભરમાં થયેલી ભૂલચૂક માટે તેમજ કોઈ પણ આત્માને દુઃખ પહોંચાડ્યું હોય તે બદલ ક્ષમાની આપ-લે કરવાનો ઉત્તમ અવસર " પર્યુષણ પર્વ !

જૈન બંધુઓ ! સાવધાન ક્ષમાપના પર્વ નજીક આવી રહ્યું છે.

અંદરો અંદરના મતમતાંતરને કારણે છિન્નભિન્ન થતી શ્રી સંઘની અતૂટ એકતાને જાળવી રાખવાનો આથી બીજો કયો ઉત્તમ અવસર તમને મળશે ? તો પછી શા માટે અર્થવિહોણા ઝઘડા જન્માવીને શ્રી જૈનશાસનમાં નવાનવા તડ-વાડા ઊભા કરવા તૈયાર થાઓ છો ? શું પ્રભુ શ્રી. મહાવીરે ઉપદેશેલા ધર્મમાં તમને કંઈ ઓછું જણાય છે !

નિષ્કપટ ભાવે જગતના જીવ માત્રને ખમાવો અને બતાવી આપો કે જૈન એટલે અહિંસા-સત્યની જવલંત મૂર્તિ !

ચોથું કર્તવ્ય: અઠ્ઠમનો તપ.

પ્રત્યેક કલ્યાણવાંચ્છુ આત્માએ પર્યુષણ પર્વ ઉપર અવશ્ય અઠ્ઠમ (ત્રણ ઉપવાસ) કરવો જ જોઇએ.

પશુઓને સાઠેય દિવસ સુધી પેટનું ભાડું ચુકવનારા આપણે શું સાચે જ ખાવા-પીવા માટે જન્મ્યા છીએ ! એથી આગળ વધીને આપણે કંઈ કરવાનું જ નથી ? તો પછી વર્ષના અમુક દિવસોમાં તેમજ મહાપર્વના દિવસોમાં આપણે શા માટે અંતર્મુખતા ન કેળવવી જોઈએ. સંસારના રંગોમાં ઘેરાયેલી

નજરને આત્માની દિશામાં શા માટે ન ઝૂકાવવી જોઇએ? અને તેના માટે તપથી વધારે બળવાન, પવિત્ર અને ઉત્તમ બીજું કયું બળ છે?

તપ વિના કદી ન ખીલે આત્મ સમીપવર્તીત્વ. અને તે સિવાય ન લાધે સાચી આત્મદૃષ્ટિ. અને આત્મદૃષ્ટિ ન લાધે ત્યાં સુધી માનવી આ સંસારમાં રઝળતો જ રહે. કારણ કે તેના સિવાય તેને પોતાના સાચા નિવાસસ્થાનનો પત્તો જ ન લાગે. અને કદાચ કોઇ તે સંબંધી સૂચન કરે તો પણ અંદરથી પોલ હોવાને કારણે તેને શ્રદ્ધા ન જ બેસે સંસારમાં તેથી જ તપનુ મહત્વ અંકાય છે

પાંચમું કર્તવ્યઃ ચૈત્ય પરિપાટી.

પર્યુષણના દિવસોમાં ગામભરનાં સઘળાં ચૈત્યોમાં દર્શન-પૂજાર્થે જવું જોઇએ પૂજા, ભક્તિ વગેરે વડે શાસનની ઉન્નતિની ઝંખના રાખવી જોઇએ.

પર્યુષણ પર્વના કુલ દિવસ આઠ (શ્રાવણ વદ બારસથી ભાદરવા સુદ ચોથ સુધી) તેમાંના પ્રથમ સાત દિવસ આઠમા અને છેલ્લા દિવસની ભૂમિકારૂપ છે. એટલે કે પ્રથમના સાત દિવસોમાં તીર્થંકરોનાં તેમજ મહાપુરૂષોનાં જીવન ચરિત્રો સાંભળીને આત્માને એટલો બધો કુણો બનાવી દેવો જોઇએ કે જેથી છેલ્લા અને આઠમા-સાંવત્સરિક દિવસે શુધ્ધ હૃદયથી-વર્ષભરમાં લાગેલા પાપની આલોચના કરી શકીએ.

વર્ષભરમાં પરમ પુરુષોની આજ્ઞા વિરૂધ્ધ જે કાંઇ પણ થયું હોય તેની મન-વચન-કાયાપૂર્વક ક્ષમા સાચી, આત્માને પાપ-વિશુદ્ધ બનાવવો તે પ્રત્યેક બુધ્ધિમાન મનુષ્યનું કર્તવ્ય છે.

અંતમાં-વેર-ઝેર અને સંકુચિતતાની વ્યાધિથી પીડાતા માનવકુલને વિનંતિ કરૂં છું કે સાચી વિશ્વમય દૃષ્ટિ કેળવવા માટે જે આત્મભાવ વર્ણવાયો છે જૈન દર્શનમાં તેમજ આધ્યાત્મિક સંસ્કૃતિમાં તેને સાચા દિલથી અંગીકાર કરે અને તાપમાં તરફડતી માનવતાને શાતા પાય. —'સુંદર.'

# સાચું વાણીસ્વાતંત્ર્ય.

આજ કાલ કેટલાકના મગજમાં એ પવન પેસી ગયો છે કે અમને વિચારસ્વાતંત્ર્ય અને વાણીસ્વાતંત્ર્ય કેમ નહિ? શા માટે અમે અમારા મનમાં આવે તેવો વિચાર ન કરીએ કે અમને સારું લાગે એવું ન બોલીએ? આ જમાનામાં આવા પ્રકારની સ્વતંત્રતા મેળવવાની ભાવના દિવસે દિવસે વધારે ઉગ્રરૂપ લેતી જાય છે. અંગત સ્વાભિમાનની દૃષ્ટિએ આ માન્યતામાં પણ કેટલુંક સારું તત્ત્વ સમાયલું છે જ! પણ તે મર્યાદિત ક્ષેત્રમાં જ! જો એ ક્ષેત્રની મર્યાદાનો નાશ કરવામાં આવે તો એનું પરિણામ ખરાબ જ આવવાનું. રસ્તે ચાલતી બૈરીને વઢુ કહેવાના વાણીસ્વાતંત્ર્યને ક્યો સભ્ય સમાજ સાંખી લેશે? ખરી વાત તો એ છે કે જેને આપણે વાણીસ્વાતંત્ર્યના નામથી ઓળખાવીએ છીએ એ વાણીસ્વાતંત્ર્ય કઈ ચડીયાનું નામ છે એ જ આપણને બરાબર ખબર નથી? કોઈ પણ માણસ વાણીસ્વાતંત્ર્યનો અર્થ એવો તો ન જ કરે કે મનમાં આવે તેમ બકવું કે મનમાં આવે તેવો અસંબદ્ધ અને અસભ્ય પ્રલાપ કરવો! અને જો આવા પ્રકારના બકવાટને જ વાણીસ્વાતંત્ર્યના નમુના રૂપે લેખવામાં આવે તો તો થાણાની ગાંડાની ઇસ્પિતાલના દર્દીઓ જ સૌથી વધારે સુખી ગણાય! કે જેઓ મનમાં આવે તેનું બકી શકે છે! પણ ખરી વાત તો એ છે કે જે વસ્તુ ફાયદાકારક હોય; જેનું પરિણામ સારું હોય અને જે હકીકત સત્ય હોય તે બોલવાની છૂટ તેનું નામ વાણીસ્વાતંત્ર્ય! આવા પ્રકારનું વાણી ઉપરના સંયમવાળું વાણીસ્વાતંત્ર્ય કેટલા પાળે છે? યાદ રાખવું ઘટે છે કે **ખરું વાણીસ્વાતંત્ર્ય એટલે ખૂબ જ વિચાર મંથનના અંતે સાચી લાગેલી વસ્તુને નિર્ભયપણે જનતા સમક્ષ મૂકવી!** આવા પ્રકારનું વાણીસ્વાતંત્ર્ય જ્યારે આપણે સમજશું અને પાળશું ત્યારે આપણી દશા અત્યાર કરતાં અનેકગણી ઊંચી હશે! બાકી વિવેક વગરનું વાણીસ્વાતંત્ર્ય એ સ્વતંત્રતા નહિ પણ સ્વચ્છંદતા જ છે કે જેનું પરિણામ પતનમાં જ આવે છે.

('આનંદ-સુધાસિંધુ' માંથી સુધારાવધારા સાથે.)

**:ભાવના:** પુંડરીક અને કુંડરીક બે ભાઈ. પહેલો રાજવિ. બીજો યુવરાજ. બંને તેજસ્વી અને શકિતશાળી. પુંડરિકીણી નગરીમાં તેમની હાક વાગે. મહાવિદેહ ક્ષેત્રમાં તેમની નામના પ્રસરેલી.

પુંડરીક સમભાવી હતો; કુંડરીક ઉત્સાહી ને તરંગી હતો. પુંડરીકમાં નિર્મળતા અને તટસ્થતા હતી. કુંડરીકમાં ઝનુન હતું. સ્વભાવમાં આમ ફરક હોવા છતાં બંનેને એકમેક પ્રત્યે પ્રેમ હતો, સહૃદયતા હતી.

પુંડરીકના દિલમાં વૈરાગ્ય હતો, તેને દીક્ષા લેવાની ભાવના થઈ. કુંડરીકને તેણે વાત કરી. રાજ્ય સંભાળવાની તેણે તેને સૂચના કરી. પણ તેજ પળે કુંડરીકનો ઉત્સાહ ઉછળી આવ્યો. તેણે પણ દીક્ષાની ઈચ્છા દર્શાવી. પુંડરીકે તેને વાર્યો; પણ કુંડરીકનો તરંગી ઉત્સાહ જ વિજય પામ્યો. તે દીક્ષા લઇ ચાલી નીકળ્યો. પુંડરીકને રાજવી તરીકે રહેવું પડ્યું.

તરંગ એ ઉભરો છે તેમાં સ્થિરતા ન હોય. ક્રિયાત્મક દુઃખ તે સહી શકે પણ નહિ. કુંડરીક સાધુ જીવનના દુઃખથી કંટાળી ગયો. તે પુંડરીક પાસે પાછો આવ્યો. રાજ્યની તેણે ઇચ્છા દર્શાવી. પુંડરીકની આંખો આંસુ ભીની થઇ. પણ છતાં તેણે કુંડરીકને રાજ્ય સોંપી દીધું. તે દીક્ષા લેવાને ગુરૂની શોધમાં નીકળ્યો.

કુંડરીક રાજા બન્યો. રાજદંડ તેણે હાથમાં લીધો. પણ પ્રથમ જ દિવસે તેણે તરંગી આજ્ઞાઓ કરી. તે ઉપહાસને પાત્ર બન્યો. તેની આંખો લાલ થઇ. બીજે દિવસે વિરોધીઓને મારી નાંખવાનો તેણે નિશ્ચય કર્યો.

સાંજરે તે જમ્યો. મીઠી રસવંતીએ તેનું ભાન ભૂલાવ્યું. રાત્રે તેને અજીર્ણ થયું. તેણે દવાઓ લીધી. પણ દવાઓએ તો તેના શુળને વધારી જ મૂક્યું. તેના ક્રોધનો પાર ન રહ્યો. બધાને જ મારી નાખવાની તેણે પ્રતિજ્ઞા કરી પણ પ્રતિજ્ઞા પાળવા તે પથારીમાંથી ઉઠ્યો જ નહિ. અજીર્ણના રોગે તેનો જીવ લીધો.

ગુરૂની શોધમાં નીકળેલાં પુંડરીકની પણ એજ દશા થઇ.–પણ તેની ભાવના જુદી હતી. ટાઢથી તે થરથરતો હતો. સમતા અને સમભાવ તેના અંગેઅંગમાં ઝળહળી રહ્યાં હતાં. તેની દૃષ્ટિમાં પ્રાણી માત્ર પ્રત્યે દયા હતી. પણ તેનાં મુલાયમ અંગ કુદરતનો ઘા ન સહી શક્યાં. ઠંડીએ તેના પ્રાણ લીધા.

બંને ભાઇના સાથે જ પ્રાણ ગયા. એક નરકે ગયો. બીજો સ્વર્ગે ગયો. **નિર્મળ ભાવનામાં જ જીવનનું તત્વ સમાયું છે.** તરંગો જીવનને વેડફી નાખે છે.

—વિજય.



# આપણો દેશ.

મધ્યમ અને જાડા કાપડમાં ૨૦ ટકા, ફાઇનમાં ૩૦ ટકા અને સુપર ફાઇનમાં ૪૦ ટકા વધારો થનાર છે.

મદ્રાસના ગવર્નર સર આર્ચીબાલ્ડ સપ્ટેમ્બરની તા. ૭ મીએ પોતાનો હોદ્દો છોડશે.

રીયાસતી ખાતાના ખર્ચમાં રૂા. ૭૬ લાખનો કાપ મૂકવા ખાસ સમિતિએ જણાવ્યું છે.

વીમા કાયદો સુધારવા હિંદ-સરકારે એક સમિતિ નીમી છે. (સમિતિ વીમાનો વીમો લે એવું સૂચન થવું જરૂરી છે!)

પટણા સેક્રેટરીએટમાંથી વાયરલેસ ટ્રાન્સમીટર ભેદી રીતે ગૂમ થયું છે.

અમેરીકન પત્રકાર લુઈફીશર મહાત્માજીનું જીવન ચરિત્ર લખનાર છે.

હિંદ સરકારે ઇન્ગલેન્ડ અને અમેરિકા સાથે ફોટા પાડીને રેડીઓ દ્વારા તાર મોકલવાની વ્યવસ્થા કરી છે.

હિંદુ કોડ બીલ સામે અ. હિંદ ધર્મ સંમેલને વિરોધ નોંધાવ્યો છે.

પંજાબના ભાગલાનો ઇતિહાસ લખાશે.

હાવરાના જીલ્લા મેજીસ્ટ્રેટે ટ્રેનમાં વગર ટિકિટે મુસાફરી કરનારા ૭ જણને સ્ટેશન ઉપર અંગુઠા પકડાવ્યા હતા.

દિલ્હીની આસપાસ-ગુડગાંવમાં ૧૯૦ માઈલ લાંબી મીટરગેજ લાઇન ઉપર વિજળીક ટ્રેનો દોડાવવાની યોજના વિચારાય છે.

મદ્રાસ પ્રાંતમાં બસ વ્યવહારનું રાષ્ટ્રીયકરણ કરવાનું નક્કી થયું છે.

હિંદુસ્તાન મજુર સેવક સંઘનું સંમેલન ઓક્ટોબરમાં અમદાવાદ ખાતે ભરાશે.

બનારસ હિંદુ વિદ્યાપીઠ સમિતિએ વિદ્યાપીઠનાં નામમાંથી "હિંદુ" શબ્દ નહિ કાઢી નાખવા જણાવ્યું છે.

હિંદના વડાપ્રધાન પંડિત જવાહરલાલ નેહરૂ કોમનવેલ્થના વડાપ્રધાનોની પરિષદમાં ભાગ લેવા લંડન તથા સંયુક્ત રાષ્ટ્રસંઘની બેઠકમાં હાજરી આપવા પેરીસ–સપ્ટેમ્બરમાં જશે.

મુંબઈમાં તા. ૧૧ મીએ સમાજવાદી પ્રેરિત પ્રતિક હડતાલ નિષ્ફળ ગઈ હતી. (નિષ્ફળ ન જાય તો થાય શું? વાવેતર વિનાનાં ફળ વળી કેવાં?)

દિલ્હીનો વિસ્તાર થઈ વધારે દિલ્હી થશે.

મૃત્યુવેરા બીલ મુલતવી રહ્યું છે.

હિંદભરમાં સ્વાતંત્ર્ય દિનની તા. ૧૫ મી ઓગસ્ટે થયેલી શાનદાર ઉજવણી.

નિઝામ સામે હવે તાકીદે લશ્કરી પગલાં ભરવાની માગણી ઉગ્ર બનતી જાય છે.

મધ્યપ્રાંતમાં હૈદરાબાદ રાજ્યના ૧૬૦ જાસુસો અને એજન્ટોની ધરપકડ થઇ છે. (ઘર ફાડવા નીકળનારની બીજી શી દશા થાય?)

હિંદી લશ્કરે નિઝામના નાનજ ગામનો કબજો લીધો છે. હૈદરાબાદે ત્યાંથી પોતાનું લશ્કર ખસેડી લીધું છે.

હિંદી સરહદના તેંડુલવારી ગામ ઉપર ૨૦૦ રઝાકારોએ પ્રાતકી હુમલો કર્યો હતો. ('વિનાશકાળે વિપરીત બુધ્ધિ')

પેલેસ્ટાઇનને હૈદરાબાદના નિઝામ રૂા. ૧૦ લાખની મદદ આપશે.

સર મીર્ઝા ઇસ્માઇલ કહે છે, 'હૈદરાબાદના સ્વાતંત્ર્યની વાતોનો અર્થ નથી!)

હૈદરાબાદના પ્રધાન શ્રી. મલ્લિકાર્જુન અપ્પાએ તથા ૭ ધારાસભ્યોએ રાજીનામાં આપ્યાં છે.

હૈદરાબાદ અંગે હિંદી સરકારે શ્વેત-પત્ર બહાર પાડયું છે

વરાડના રાજકુમારે નિઝામ રાજ્યના લશ્કરના સરસેનાપતિના હોદ્દાનું રાજીનામું આપ્યું છે.

કાશ્મીરમાં તહકુબીના ધારો થતાં બ્રિટિશ લશ્કરી નિરીક્ષકો આવશે.

પાકીસ્તાન સરકારે આઝાદ કાશ્મીર સરકારના સૈનિકો સાથે પાકીસ્તાનનું લશ્કર લડી રહ્યું છે તે કબુલ્યું છે.

પાકીસ્તાનની અર્ધી સેના કાશ્મીરના યુધ્ધમાં ઉતરી છે. તેને યુરોપીયન રાષ્ટ્રોમાંથી સતત દારૂગોળો મળી રહ્યો છે.

કાશ્મીરના મહારાજા શેખ અબ્દુલ્લાને વડાપ્રધાન તરીકે છોડવા માગતા નથી.

પાકીસ્તાનઃ—

કલાત રાજ્યના પ્રધાન મંડળને બરતરફ કરવામાં આવ્યું છે.

પાકીસ્તાનમાં રમઝાન અંગે શરિયતના કાયદાનું પાલન નહિ કરનાર મુસ્લીમોને રંજાડ થાય છે. (ધર્મમાં વળી બળજબરી કેવી?)

બલુચીસ્તાનના અન્જુમાને વતનના પ્રમુખ ખાન અબ્દુલ સામદખાન ગીરફતાર થયા છે.

પાકીસ્તાન હિંદને ૫૦ લાખ ગાંસડી કાચું શણ ૧૯૪૯ના જુન સુધીમાં આપશે.

કરાંચીમાં એક અગત્યની મીલને હિંદુઓ પાસેથી રૂા. ૨૫ લાખમાં મુસ્લીમોએ ખરીદી લીધી છે.

સિંધુ નદીમાં ભારે પૂર આવી ૧૪૪ ચોરસ માઇલના પ્રદેશ પર ફરીવળી ૧૨૦ ગામો તારાજ થયાં છે.

# વિદેશના વર્તમાન.

જમૈકાને બ્રિટને બંધારણીય સુધારા આપ્યા છે.

લંડન વિમાની મથક ઉપર ૭૦ લાખ પાઉન્ડની કિંમતના હીરા તથા સોનાની લુંટ કરવાનો નિષ્ફળ પ્રયાસ થયો હતો. (કેમ ઈંગ્લાંડ તો સુખી દેશ ગણાય છે ને ?)

બ્રિટન ૧૯૫૦ સુધીમાં સાત લાખ મકાનો બાંધશે. (શા માટે ?)

આરબોને હવે યુનોમાં વિશ્વાસ રહ્યો નથી.

ચીનના એક શહેરમાં ફુગાવાને કારણે ૨ કરોડ ૬૦ લાખ ડોલરની કિંમતની બેંક નોટોને બાળી નાખવામાં આવી છે. બેંક તરફથી ૫ કરોડની ૧ નોટ નીકળશે.

અમેરિકાના પ્રમુખપદની ચુંટણીમાં અમેરિકન કમ્યુનીસ્ટ પક્ષ હેનરી વોલેસને ટેકો આપશે.

યુનોડેટે જેરૂસલેમમાંથી તમામ લશ્કરો ખેંચી લેવા સૂચના કરી છે.

સીડની (ન્યુસાઉથવેલ્સ) ની કોર્ટમાં ૧૭ મિનિટમાં ૨૭૧ છુટાછેડાના કિસ્સાનો નિકાલ થયો હતો.

હોલીવુડની નટીઓની સાડીઓ માટે સુરતમાં જરીની કીનારનો તૈયાર થાય છે. (હોલીવુડની નટીઓ જ્યારે હિંદના પોષાક તરફ ઢળે છે, ત્યારે ભારતની સન્નારી પશ્ચિમની પોકળ પોષાક પ્રથા તરફ ઢળે છે !)

મલાયામાં ગ્રાસવાદીઓ સામે શક્ષસી કુતરાઓનો ઉપયોગ થશે.



## વાચકો નોંધ લે.

છાપખાનામાં હિન્દી ટાઈપની પૂરેપૂરી ખેંચને કારણે બે અંક પૂરતો 'મંગલ'નો હિન્દી-વિભાગ બંધ રહેશે.

'મંગલ'ના સુજ્ઞ વાચકો આની નોંધ લે.

# મહાગુજરાતના મહાનુભાવો મંગલ વિષે શું કહે છે?

૧

'મંગલ'માં જે રસસામગ્રી પીરસવામાં આવી છે, તે ટુંકી છતાં રહસ્યપૂર્ણ, મનનીય સમરણીય અને મંગલકર છે સમાજ તરફથી વખતો વખત આ માસિકને સારો સહયોગ મલશે તો ભવિષ્યમાં આ પત્ર પોતાની પ્રગતિ કરવા સાથે સમાજની સેવા પણ સારી બજાવશે એમાં સંદેહ નથી

અમો આ માસિક પત્રની પ્રતિદિન પ્રગતિ ચાહીએ છીએ

—આચાર્ય શ્રી. વિજયયતીન્દ્રસૂરિ મહારાજ.

૨

ચોપાનીઉં ઉંચી કોટીનું છે.
તમારા સાહસને સફળતા ઇચ્છું છું.

—હિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

૩

માસિકમાં આત્મોન્નતિ માટેની સંસ્કાર સામગ્રી સારા પ્રમાણમાં છે તે જોઇને સંતોષ થયો છે. માસિકનો અભ્યુદય ઇચ્છું છું.

—મો. ગો. ઉદેશી
હેડમાસ્તર,
પાલનપુર હાઇસ્કુલ.

૪

'મંગલ'ની મંગલવાણી ખરેખર મંગલકારી હોવાનું પ્રતીત થાય છે 'સર્વદા મંગલ' કરો'ના 'મંગલ' સાક્ષાત્કાર કરો. એજ અભ્યર્થના.

—મહેન્દ્રકુમાર મો. દેસાઇ (B A.)

૫

વર્તમાન યુગમેં એસે પત્રકી નિહાયત જરુરત થી.
મૈં 'મંગલ'કા સચ્ચે હૃદયસે સ્વાગત કરતે હુએ ચાહતા હું કિ 'મંગલ' ચિરાયુ હો.

—સી. બી. કોઠારી. (D. H. M. S.)

॥तमसो मा ज्योतिर्गमय॥
★ ★ ★ ★ ★ ★

વર્ષ ૧ અંક ૧

તા. ૨૧—૬—૧૯૪૮.

## પરિચય અંક.

## અમરતાનો પંથ.

सच्चस्स आणाए उवट्ठिए
मेहावी मारं तरइ।

સત્યની આજ્ઞાથી ઊભો (પ્રવૃત્ત) થયેલો એવો બુદ્ધિશાળી પુરુષ મૃત્યુને-સંસારને તરી જાય છે.

—શ્રી આચારાંગ સૂત્ર.

### સારં.—

અંતરનું ન્યાયભવન જેનું એક માત્ર સત્યના પ્રકાશ વડે ઝગમગતું હોય અને જેની નાની મોટી સઘળી ય પ્રવૃત્તિઓ એ જ પ્રકાશ સૂચિત દિશાને અનુલક્ષીને થતી હોય તે સ્ત્રી અથવા પુરુષ—અસત્યોના ઊંડા અંધારેથી—સત્યના પરમ-મંદિરે પહોંચી જાય.

तंत्रीः
मफतलाल संघवी.




—[ સત્ય, સ્નેહ ને સંસ્કારનું અઘતન માસિક. ]—
વાર્ષિક લવાજમ: રૂા ૩) હિંદમાં :: પરદેશ રૂા. ૫)
[વાર્ષિક ગ્રાહકને ખાસ અંકો ભેટ મળે છે.]

રીસાલા બજાર, : તંત્રી :
નવા ડીસા. મફતલાલ સંઘવી.



## : ઉદ્દેશ, પરિચય અને પ્રાસંગિક :

ગઈ કાલને ભૂલી જઈ, વર્તમાનનો વિચાર કરતો સમાજ પોતાની આવતી કાલને ઉજળી જોઈ શકશે; જ્યારે ભૂતકાળ પર પ્રાયશ્ચિત કર્યા કરીને, કપાળે હાથ દઈ શોકમાં બેસી રહેનાર અને માત્ર ભાગ્યના ભરોસે જીવનાર પુરુષાર્થવિહીન માનવી એના વર્તમાનને દુઃખપૂર્ણ અને આવતી કાલને સદંતર નિષ્ફળ બનાવે છે.

ગઈ કાલ યાદ કરો. એ સંસ્કૃતિ સાથે વર્તમાનની સંસ્કૃતિને સરખાવો. પરને કાજે જીવન સમર્પણ કરનાર મહારથીઓના ધર્મયુદ્ધ સાથે - માત્ર સત્તાના મદમાં મસ્ત બનેલા માનવીઓના સર્જેલા - સંહાર જોઈ જાઓ.

- માનવ અવતાર ધારણ કરીને આપણે શું કર્યું ! વિજ્ઞાનની એવી શોધખોળો કરી જે માનવ સમાજનો જ નાશ કરી શકે. અને ગામનાં ગામ સળગાવી દે, જગતપરનાં પશુ-પ્રાણીનો સંહાર કરનારાં આદર્શ ગણાતાં સાધનો આપણે પેદા કર્યાં.

ભાઈ-ભાઈ સાથે વેપારી બનીને નીતિવિહોણા વેપાર કર્યા. મીઠાં ભોજન જમનારાઓ પર આગળે પાડોશી ભૂખ્યો રહે, દવાઓના અભાવે તે બિમારી

ભોગવતો રહે, કાપડના અભાવે નગ્ન રહેવા જેવા દિવસો જુએ: અને અક્ષરજ્ઞાનના અભાવે, લગભગ અંધ જેવી જીંદગી વિતાવે; તે આપણા શિક્ષિત વર્ગની શોભા નથી. સાધનસંપન્નની એ સંપત્તિ નથી, ધનપતિના ધનના ઢગલા ત્યાં 'ધનની કબર' જેવા છે.

આપણે અવળા રાહે ચઢી જઈને આપણા સમાજની નાવને કોઈ ભયંકર ખડક સાથે અથડાવી રહ્યા છીએ. હવે રહી રહીને પણ એ વિનાશક માર્ગેથી. સાચા નીતિના માર્ગે એ નાવ પાછું હંકારીએ અને આપણા જીવનને ધન્ય બનાવીએ.

## : માર્ગ ભૂલેલાનો ભેરુ :

માર્ગ ભૂલેલાઓને એક ભોમિયો જડે, અને પ્રામાણિક રીતે પગદંડી બતાવી ધ્યેયને પહોંચાડે તો એ માર્ગદર્શક એક મહાન ઉપકારક લાગે. પ્રત્યેકના જીવનનો એવો અનુભવ પણ હશે.

## 'મંગલ' શું છે?

જીવ માત્ર પ્રત્યે શુભભાવ દર્શાવનાર, જીવમાત્રને સુખ, શાંતિ અને આનંદથી જીવવા દેનાર-'માનવતા'નાં જ્યાં દર્શન થવાં જોઇએ ત્યાં 'રાક્ષસી ખેલો'નાં દર્શન થઈ રહ્યાં છે.

અને એવા-ભૂલા પડેલા-ઘાતક માર્ગે વળેલા માનવીઓને સાચા માર્ગે વાળવા જ જોઇએ એમ માનનાર એક સુસંસ્કારી માનવીએ સમાજની સેવા માટે, ગમે તેટલી આર્થિક ખોટ સહન કરવી પડે, તોય, તે રીતે ભોગ આપીને સમાજના ભૂલકાંઓથી માંડી, આબાલવૃદ્ધ, સાધુ, સંતને માનવતાનો મંગલમય સંદેશ આપવા માટે 'મંગલ'નું પ્રકાશન શરૂ કરાવ્યું છે.

જૈનધર્મમાં વિશ્વધર્મનો સમાવેશ થાય છે. એ વિશ્વધર્મ-ફીરકા, જ્ઞાતિ, વાડા કે મતભેદો ઊભા કરવાથી, તેને પોષણ આપવાથી, તેવા પંથોની ચર્ચા અને વિતંડાવાદમાં ઉતરવાથી-સમાજને ગળે નહિ ઉતરે. ત્યાં તો અમૃતના નામે વિષ પાવાનું જ કામ આપણે કરીશું? એ વિષ-એનું કામ કરે જશે: અને 'વિશ્વધર્મ' શીખવવાની વાતો કરતાં કરતાં ઉગારવાના છે, તેવાઓને ડૂબાડવામાં જ આપણે મચ્યા રહીશું.

અહીં તેરાપંથી સામે મોરચો નથી, સ્થાનકમાર્ગીની ટીકાઓ નથી, દિગંબરોની ચર્ચા નથી, કે મૂર્તિપૂજક સાથે ભેદભાવ નથી. એકતા કે આદર્શોના

નામે ભાંગલા પડાવવામાં અમે મુદ્દલ માનતા નથી. 'મંગલ'ના સંપાદન પાછળ રોજની આ ખબરદારી રહે છે અને રહેશે.

અને માત્ર જૈનો જ 'મંગલ' વાંચે, એમ નથી. સર્વને 'મંગલ' વાંચતા કરવાની એના સંચાલકની મહેચ્છા છે. **સૌના મંગલ** કાજે 'મંગલ'ના ધીમા કદમ ઉપડ્યા છે. અને **જેને ધર્મ એવી એક વસ્તુ પ્રિય છે, તેવા ખ્રિસ્તિ, મુસ્લીમ, પારસી, હિંદુ, જૈન કે હરિજનના દ્વારે 'મંગલ' પહોંચે** તેવા 'મંગલ' શરૂ કરાવતાં તેના સહાયકે આશા રાખી છે.

વિચારકો એના માટે સૂચનો મોકલે.

પ્રત્યેક વિચારક, પ્રત્યેક વાંચક, પ્રત્યેક લેખક **'સર્વ મંગલ'** કાજે 'મંગલ'ના પ્રચારમાં મદદરૂપ થાય; પોતે ગ્રાહક બને, મોટી સંખ્યામાં ગ્રાહક બનાવી આપે; એટલું જ નહિ પણ પોતાના ગામમાં પાંચ, પચીસ માણસો જ્યાં એકઠાં મળતાં હોય, તેવાં જાહેરસ્થળો કે વાંચનાલયો માટે 'મંગલ' મંગાવે; તેમના ગામની સંસ્થાઓને તેઓ એક વર્ષ પૂરતું તો 'મંગલ' આપે જ.

કોઈ સદ્‌ગૃહસ્થ અમારા આ સાહસને પૈસા કમાવાનું સાધન ન માની લે. તેમજ જે પાછળ રહેલાઓને આગળ લાવવાનો અમો દાવો કરીએ છીએ, તેઓ સૌના કલ્યાણ કાજે અમારા સહાયક અને અમારો સમય, શક્તિ અને નાણાં ખર્ચાઈ રહ્યાં છે, તેની દયા કરીને કે અમારા પર ઉપકાર કરવા માટે નહિ, પણ સર્વ પોતાનો ધર્મ સમજવા, નવું શીખવાની ફરજ સમજી 'મંગલ' મંગાવતા થાય.

'મંગલ' આપને સાચી સ્વતંત્રતાના માંગલિક પાઠ ભણાવશે.

અગત્યની એક વાત: રાજકારણ એ 'મંગલ'નો વિષય નથી, પણ રાષ્ટ્રના કલ્યાણમાં જ્યાં ટીકા કરવા પ્રસંગ બને છે, ત્યાં ત્યાં 'મંગલ' મૌન નહિ રહે. આંગળી ચીંધવા જેટલી પોતાની નૈતિક ફરજ સમજતા તેના-તંત્રી-પ્રાસંગિક ટીકાઓને આવકારશે. ટીકાકારને અમારે ત્યાં સ્થાન છે. ટીકાખોરને નહિ એ સૌ યાદ રાખે.

: જવાબ આપો :

'મંગલ'નો પ્રત્યેક અંક ચાલુ કદનાં ૩૨ પાનાનો હોય છે; તેમાં ૧૨ પાનાં હિંદી વિભાગ રોકે છે. અને છતાંય શક્ય તેટલું વધુ સત્વપ્રદ સાહિત્ય એમાં રજુ કરવામાં આવે છે.

આ પત્રિકા 'મંગલ'નો પરિચય અને ઉદ્દેશ સમજાવવા માટે જ આપને મોકલાય છે.

આપ એને આવકારશો કે અવગણશો ? આવકારશો તો શા માટે ? અવગણશો તો શા માટે ?

આપના લવાજમ સાથે આપનાં સર્વ સૂચનો, ટપકા, આશિર્વાદ અને જે કંઈ કહેવાનું હોય તે વળતી ટપાલે જ લખી મોકલો.

**: આપનું લવાજમ આજે જ મોકલો :**

—સંચાલક : મંગલ કાર્યાલય,

રીસાલા બજાર, નવા ડીસા.

કાપો

---

વ્યવસ્થાપક, 'મંગલ', નવાડીસા (ઉ. ગુ.)

વિ. આ સાથે લવાજમના રૂા ૩-૦-૦ મોકલું છું. 'મંગલ' મને……………માસથી મોકલવું શરૂ કરશો.

મારૂં નામ

સરનામું

ગામ પોસ્ટ

તા.

**અંક મંગાવનારાઓ:** છુટક અંક મંગાવતાં તથા નમુનો મંગાવતાં ૫ આનાના સ્ટેમ્પ મોકલવા ખાસ જરૂરી છે. તે વિના અંક મોકલાશે નહિ.

---

આગામી અંક: ➔ દિપોત્સવી અંક ➔ છુટક કિંમત રૂા ૧-૦-૦

# જ્યોતિર્ધર.

: પૃથ્વી :

તમે તમસ ઉજાસવા, પરમ જ્યોત પેટવી
દઝી દઝી નિત આત્મને, પુનિત પંથ દોરવા
ઘેનભર્યાં નયન જરીક, તેજ-રેખ ઝીલવા
અર્ધખૂલ્યાં ત્યાં જ શે', આતમજ્યોત બુઝવી
ભલે ઘન આવરે, દિગ દિગન્ત ધુમ્રથી
હોય હવે સ્ફુરિત નયને, વિજનપંથ ખેડવા
બુઝેલ દીપનાં ઓજસ, સ્મરીને જગે રેલવાં
જે ઝીલેલ રસપર્ણો, ઘડીક સદ્‌ભાગ્યથી.

☆ ★ ☆ ★ ☆

વિદાય લીધી ભલે! જ્યોતિર્ધર મરુભોમથી
રહો કિન્તુ અદ્રશ્યરૂપે. પ્રકૃતિ અણુ-અણુ મહીં
જટિલ અમ વાટમાં, પડી આખરી પહોંચવા
તમારી શુભાશિષો. સુભગ દીપ શી રહો ઝગી.

—ચંપકલાલ પરીખ.



[નિત્ય રજની ટાણે નીલ ગગનમાં ટમટમતા સુખદ, શાંતિપ્રદ અને અમીભીના તારા જેવા નિત્યજીવનમાં પરોક્ષ કે પ્રત્યક્ષપણે અનુભવાતા પ્રસંગોના સારરૂપ, મંગલધ્વન્યાત્મક ને તત્ત્વરમ્ય—જે 'ગગનના તારા' 'મંગલ' માં નિયમિત પ્રગટ થાય છે તેના મૂલ્યાંકનની યથાર્થ દરખાસ્ત રજુ ન કરતાં મહાગુજરાતના જીવનરસિયા નર-નારને એટલું જ કહીશ કે એ વાંચતાં તમને જરૂર 'કંઇક પામ્યા'નો સંતોષ થશે]

—તંત્રી.

# ગગનના તારા

મહેતુલાલ સંઘવી.

[ ૪૫ ]

ગૂમ થયેલાની ખોળ-વહાલા ! કોણ નથી કરતું ? તે એમ હું ય આજ યુગો થયાં શોધી રહ્યો છું એક–તને, નાથ !

આવી મળ, આવી મળ, દુઃપ્રાપ્ય નથી તો, આવી નથી મળતો કાં ?

–ને ન આવે તોય ભલે !

–તો જે તારું છે મારામાં, તેને તો સવેળા લઈ જા. 'અધું' અહીં... અને અધું ત્યાં ........તે મારાથી કેમ સહેવાય ?

તને ગમે તે એક રસ્તે, તું તારા બાળને સંતોષજે નાથ !

[ ૪૬ ]

જીવ માત્ર જે પળે જે ભાવનામાં રમતાં હોય છે, તેની તે પળની રમતનું પરિણામ તેને એક દિવસ ભોગવવું જ પડે છે. રમત જે પ્રકારની હોય તેજ પ્રકારનું પરિણામ આવે.

શરીરને જાળવવાના જેમ નિયમો છે, તેજ રીતે આત્મજ્યોતિને પ્રગટાવવાના પણ સિધ્ધાન્તો છે.

જેણે શરીર અને આત્માના સુવિકાસના તે નિયમો જાણ્યા છે અને તેજ મુજબના જીવનને સર્વોત્કૃષ્ટ ગણ્યું છે તેજ સાચો વીર છે !

[ ૪૭ ]

સચ્ચારિત્ર વિના વાસ્તવિક સફળતા ન સંભવે જીવનમાં !

જીવનનો પાયો છે સચ્ચારિત્ર, જીવન-સરિતાનું સંગીત સચ્ચારિત્રની પ્રેરણા વિના-તદ્દન મોળું પડી જાય. સચ્ચારિત્રનું મૂલ્ય ન સમજે તે માનવ જ ન લેખાય !

જીવનમાંથી પ્રગટતાં પવિત્ર ભાવોના વદન પર સચ્ચારિત્રની પવિત્ર છાયા સદા તરતી રહે છે. સચ્ચારિત્રના યોગ સિવાય, યથાર્થ જીવન રહસ્ય હાથ ન ચડે કોઈને ય !

આલમની સઘળી અજાયબીઓ આધીન છે સચ્ચારિત્રવંતાને !

[ ૪૮ ]

શસ્ત્ર એ કોઈ પણ સંસ્કૃતિનું ભૂષણ નથી. શસ્ત્રો વડે કોઈ પણ સંસ્કૃતિનું રક્ષણ ન થાય. સંસ્કૃતિના રક્ષણના નામે જેઓ નિરવધિ શસ્ત્રોત્પાદનમાં મચ્યા રહે છે, તેઓ તેટલા દરજ્જે તેમની સંસ્કૃતિના નિર્મળ ખોયને ગોપવે છે, ઝાંખો પાડે છે, મર્યાદિત બનાવે છે-હલબલાવી નાંખે છે.

તલવાર, તોપ કે અણુગોળાથી નહિ, પરન્તુ પ્રેમ, સત્યને સૌન્દર્યના શાન્ત-વ્યાપક તત્ત્વોવડે-વિશ્વસંસ્કૃતિના જીવન્ત પ્રવાહની રક્ષા થતી આવી છે અને થશે.

આર્ય, ઈસ્લામ અને યુરોપીય સંસ્કૃતિના અનુયાયી શાસકોએ જ્યારે જ્યારે તે-તે સંસ્કૃતિના સંરક્ષણને નામે તલવારો ખેંચી ત્યારે ત્યારે જરૂર તેઓ વિજયી નીવડ્યા, કિન્તુ તેમના એ ક્ષણિક વિજયે તે તે કાળની પ્રજાઓના અંતરે તલવારની ખોટી મહત્તા સ્થાપિત કરી દીધી અને સંસ્કૃતિઓના પ્રાણોને ઝાંખા પાડ્યા. અને પ્રજાઓના માનસમાંએ હકીકત દૃઢપણે ઈ કે-'તલવારના જોરે સઘળું હાંસલ કરી શકાય છે.' -

તેનું જ કડુ પરિણામ આજે આખું જગત ભોગવી રહ્યું છે.

શસ્ત્રો નહિ-સત્યને પ્રેમ જ વિશ્વસંસ્કૃતિનાં પ્રધાન જીવનબળ હતાં, બધા કાળ માટે રહેશે.

[ ૪૯ ]

હે પ્રભુ ! તું સર્વવ્યાપી છે. મારા મનોભાવ તું જાણે છે. હું જ્યારે તારાથી દૂર-સુદૂર નાસી જવાની અવળી નીતિ અખત્યાર કરું કે એવી જ મનઝગર્ના કર્મો આદરૂં, ત્યારે તું મને જરૂર ચકાસજે. મારી કસોટી કરજે.

મધરાતે અચાનક વિષધર બનીને તું મારી પથારીની આસપાસ વીંટળાઈ વળજે ને હું માનીશ કે મારી ભૂલ આજે વિષધરનો સ્વાંગ સજીને મને સમજાવવા આવી છે.

નાથ ! વગર પરીક્ષાએ વર્ગોમાંથી ઉત્તીર્ણ થયા છીએ તેમ કેમ કરીને કહેવાય ? માટે જરૂર પરીક્ષતો રહેજે મને.

[ ૫૦ ]

પંખીઓના બોલ-ગૂંજતા મુજ આંગણે કોઈ કદી 'વાદ'ની વાત કરશો નહિ. મને 'વાદ'ની ગંદી હવામાં ઘસડી જવાનો કોઈ કદી પ્રયાસ ન કરશો.

હું જગતનો છું અને જગતનો જ રહેવાનો. જે દુનિયાનાં મેં દર્શન કર્યાં છે, તેના જ અમુક ટુકડા પૂરતો હું છું (?) તે કેમ બને ? અનંતવ્યાપી આત્માનો સ્વામી વાદની બનાવટી દિવાલમાં કઈ રીતે પૂરાઈ રહે. !

માનવીને કીડી-મકોડી જેવો ન સમજતા. એ તો છે સંસાર કેસરી ! કેસરીને 'વાદ'ના પીંજરમાં પૂરવાનું જે સાહસ ખેડે તે મૂર્ખો જ ગણાય ને !



---

## દીપોત્સવી અંક



'મંગલ'નો આગામી અંક દીપોત્સવી અંક તરીકે પ્રગટ થશે, અને એની તૈયારી કરવા પાછળ, પ્રચાર કાર્ય માટે અને ગ્રાહક સંખ્યા વધારવા માટે આ અંક માત્ર પરિચયાર્થે અંક રૂપે જ પ્રગટ થાય છે.

હંમેશના ધોરણ કરતાં પાનાંની સંખ્યા એમાં અડધી છે.

આપ સૌ ક્ષમા કરશો.

# હરિરસ પીઓ....

હું એક વખત ભાષણ સાંભળવા જતો હતો, ત્યારે રસ્તામાં મારો એક મિત્ર કે જે પરમભક્ત અને જ્ઞાની હતો. તે મને મળ્યો. મેં તેને કહ્યું કે, 'મિત્ર! ચાલો, આજે ભાષણ થાય છે ત્યાં આપણે જઈએ.' તેણે કહ્યું, 'ભાઈ! હાલમાં ઘણે ભાગે ભાષણમાં કાંઈ ઉપદેશ અપાતો નથી, પણ માત્ર વાદવિવાદ જેવું જ ચાલે છે. કાં તો ખંડનમંડન ચલાવે છે, કાં તો એક બીજાની વિરુદ્ધ બોલે છે, કાં તો એક સમાજવાળો બીજા સમાજની ખોદણી કરે છે, માટે ત્યાં જવામાં કંઈ સાર નથી.' આમ છતાં પણ મેં તેને આગ્રહ કરીને સાથે લીધો અને અમે સભામંડપમાં ગયા. થોડી વાર થઈ એટલે ભાષણકર્તાએ પોતાનું ભાષણ ચલાવ્યું અને ખરેખર મારા મિત્રે જેમ કહ્યું હતું તેમ મૂર્તિપૂજાનું ખંડન જ કરવા તે મંડી પડ્યો. તે વિદ્વાન હતો. બોલવામાં ચતુર હતો તથા તેની વાણી મધુર તથા અસર કરે તેવી હતી; પણ તે પોતાની બુદ્ધિ અવળે રસ્તે વાપરતો હતો.. ભાષણ પૂરું થયા પછી અમે પાસેના એક બગીચામાં જઈને વાતો કરવા બેઠા. મેં મારા મિત્રને કહ્યું, 'ભાઈ! આવા વિદ્વાનો આવા મોટા વાદવિવાદમાં કેમ ઉતરતા હશે? મને કાંઈ સમજાતું નથી.' હું આમ પૂછું છું એટલામાં તો ત્યાં એક ભમરો ગણગણ કરતો ચારેકોર ઘૂમવા લાગ્યો. એક ફૂલ ઉપરથી બીજે ફૂલે જાય ને બીજેથી ત્રીજે એમ કરતાં કરતાં છેવટે તે એક જ ફૂલ ઉપર બેસી ગયો અને તદ્દન શાંત થઇ ગયો. આ જોઇને મારો મિત્ર બોલી ઉઠ્યો કે, 'ભાઇ! જોયું, આ રમત જોવા જેવી છે; કેમકે તેમાંથી તારા પ્રશ્નનો ઉત્તર પણ મળી જાય છે.' મેં કહ્યું કે, વળી એવું શું છે?' ત્યારે તેણે કહ્યું કે, 'આ ભમરો જ્યાં સુધી પુષ્પરસ ચૂસતો નહોતો ત્યાં સુધી તે આમતેમ ભટકતો હતો અને ગણગણાટ કરી મૂકતો હતો; તેવી જ રીતે માણસો જ્યાં **સુધી હરિરસ પીતા નથી ત્યાં સુધી એક જગ્યાએથી બીજી જગ્યાએ ભટક્યા કરે છે અને ફોકટના વાદવિવાદ કર્યા કરે છે.** એક વખત રસ ચૂસ્યા પછી ભમરો ત્યાંથી ખસે જ નહિ, તેમ એક વખત હરિરસ પીધા પછી ભાગ્યવાન તેનાથી દૂર જાય જ નહિ.'

માટે ઓ ભાઇઓ અને બ્હેનો! ફોકટના વાદવિવાદમાં ન ઉતરતાં કેવળ હરિરસ જ પીવાને મંડો. એકવાર તે પીધા પછી તમને બીજું ગમશે જ નહિ. માટે હરિરસ પીઓ, હરિરસ પીઓ.

—'શ્રી સુબોધ રત્નાકર' માંથી સાભાર ઉદ્ધૃત.

# સત્યનો પ્રભાવ

એક માતાએ નાનપણથી જ પોતાના પુત્રને સત્યનો મંત્ર શીખવેલો. એ પુત્ર કંઇક મોટો થતાં તેને બહારગામ જવાનું થયું. માતાએ તેને સંકટમાં ઉપયોગી થઇ પડશે એમ માની, ચાળીસ સોના મહોર આપી. પણ તે ચોરાઇ ન જાય તે માટે તેણે તે પુત્રની બંડીના અંદરના ભાગમાં સીવી દીધી; ને પુત્રને તેણે એક સંઘ સાથે રવાના કર્યો.

રસ્તે તે સંઘ લુંટાયો. સંઘની દરેક દરેક વ્યકિતની ઝડતી લઇ તેના પાસે જે કંઇ હોય તે ઝુંટવી લેવાયું. તેમાં પૂર્વોકત કુમારની પણ ઝડતી લેવામાં આવી. પણ ચોરોની નજરે સોનામહોરો ન પડી. ને તેમણે તેને જવા દીધો.

"પણ મારી બંડીના અંદરના ભાગમાં સોના મહોરો રહી જાય છે તો!" કુમારે ઝડતી લેનારને કહ્યું.

ચોર આશ્ચર્ય પામ્યો. તે એ કુમારને પોતાના સરદાર સમીપ લઇ ગયો. સરદારે સોનામોહોરો અવલોકતાં કહ્યું, 'સામાન્ય માનવી તો આવા સંયોગમાં પોતાનો માલ છુપાવવા મથે. તેને બદલે તું છુપાવેલને પણ ખુલ્લો કરે છે!'

"મારી માતાએ મને સત્યને ન છુપાવવાનું શીખવ્યું છે" કુમાર દ્રઢતાપૂર્વક બોલ્યો, "ને હુ એને વફાદાર છું."

'શાબાશ' સરદારે કુમારને તેની સોનામહોરો સાથે જવા દીધો.

–પણ પછી તે પોતે પણ વિચારમાં પડયો કે, "જો એક બાળક પોતાની માતાને વફાદાર રહી શકે તો હું શું ઇશ્વરને પણ વફાદાર ન રહી શકું!

–ને તેણે તરત જ સંઘને તેનો માલ પાછો સોંપી સહીસલામતી પૂર્વક જવા દીધો.

જોયું! એક જ બાળકની સત્ય પ્રત્યેની અગાધ પ્રીતીને કારણે ચોરોના હાથમાં સપડાઇ ગયેલો આખો સંઘ સહીસલામતીપૂર્વક આગળ વધી શકયો અને ચોરોના સરદારનો હૃદયપલટો થયો તે ઓછું ગણાય!

**સત્યનો પ્રભાવ જ એવો છે કે જ્યાં તેનો નિઃસંકોચપણે સર્વ-કલ્યાણમય દ્રષ્ટિપૂર્વક ઉપયોગ થાય છે ત્યાં તેનું તેજ એટલું બધું વિસ્તરે છે કે તે મધ્યે ઉભા રહેલા ગમે તેવા જડ હૃદયના મનુષ્યને પણ તે એક પળને માટે દૈવી બનાવી દે છે.**

# મંગલ તણખા.

—શ્રી. ચીમનલાલ શાહ.

૬૧. કુદરતનો જ નિયમ છે કે-જ્યારે સ્નેહ અને પ્રીતિ ગૂઢ થાય; વધારો થાય, ત્યારે કુદરત આપમેળે જ તેનો માર્ગ કરી એવ્યક્તિનો સ્નેહ ઘટાડી દે છે.

૬૨. બીજાને પોતાની વસ્તુની જરૂર હોય તો આપતા સંકોચાવુ નહિ; પણ બની શકે તો કોઈની ચીજ માંગ્યા વગર પોતાનું કામ ચલાવવું.

૬૩. જે બાબત પોતાને ન આવડતી હોય તે બીજા પાસેથી જાણવા પ્રયત્ન કરવો, અને પૂછવામાં શરમ માત્ર રાખવી જ નહિ.

૬૪. જેના હસ્તાક્ષર ઝીણા આવતા હોય તે મોટે ભાગે લોભ શબ્દનો ભાઈબંધ હોય છે; તેમ મનાય છે, તેમાં દરેકે ધ્યાનમાં રાખવું ઘટે.

૬૫. ગંધ વગર ફૂલની શોભા નથી; દાંત વગર મુખની શોભા નથી: તેમજ પુણ્ય વગર પુરૂષ શોભાને પાત્ર નથી.

૬૬. 'મને બખત મળતો નથી'-મને તક મળતી નથી! એવુ બહાનું નબળા અને નિર્વીર્ય મનુષ્યનું છે.

૬૭. (૧) દિવસે એવું કાર્ય કરવું કે રાત્રે નિરાંતે સુવાય.
(૨) આઠ માસ એવું કાર્ય કરવું કે ચોમાસામાં કરવું ન પડે.
(૩) યુવાવસ્થામાં એવું કાર્ય કરવું કે વૃધ્ધાવસ્થામાં કરવુ ન પડે.
(૪) જન્મપર્યંત એવું કાર્ય કરવું કે આવતા જન્મમાં દુઃખ વેઠવુ ન પડે.

૬૮. સુખ સર્વને ઇષ્ટ છે, દુઃખ સર્વને અનિષ્ટ છે: માટે તેનો વિચાર કરી, સર્વને પોતા તુલ્ય માની કોઇને દુઃખ દેવું નહિ. આ મહાન સિધ્ધાંત મનન અને આચરણ માંગે છે.

૬૯. દુર્જન અને સજ્જનમાં ફેર સમજવા નીચે પ્રમાણે દુહો જાણવાથી પ્રયોગ અને સંપૂર્ણ સમજણ મલશે—

'કાજળ તજે ન શ્યામતા, મોતી તજે ન શ્વેત,
દુર્જન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત.'

૭૦. ગયેલી ક્ષણ પાછી આવતી નથી; માટે જે જે શુભ કરવું હોય તે આજેજ કરી લો; આજે કરવું હોય તે આ વખતે જ કરી લો; આ વખતે કરવું હોય તે આ ઘડિયેજ કરી લો; આ ઘડિયે કરવું હોય તે અધ-ઘડિયે કરી લો.

# સ્વીકાર : સમાલોચના.

## ગ્રંથ–પરિચય :

**વિચાર સમીક્ષા :** "લેખક–મુનિરાજ" શ્રી મુક્તિવિજયજી મહારાજ. : પ્રકાશક– કલ્યાણ પ્રકાશન મંદિર, જીવન નિવાસ સામે, **પાલીતાણા.**

૧૧૨ પાનાની આ પુસ્તિકા 'કલ્યાણ' માસિકની 'આ વર્ષની ભેટ છે. એમાં શ્રી. કાનજીસ્વામીના વિચારોની સમીક્ષા કરવામાં આવી છે. વ્યહવાર નયનું ખંડન કરી–અધિકાર પ્રાપ્ત થયાં પહેલાં જ નિશ્ચય નયને વળગી રહેવાથી કેવું વિપરીત પરિણામ આવે છે–તેનું મહારાજશ્રીએ જુદા જુદા લેખો દ્વારા સુંદર દર્શન કરાવ્યું છે. વાસ્તવિક તત્ત્વદર્શનની ઝંખનાવાળા એકવાર આ પુસ્તિકા વાંચે.

**માનવતાનું મૂલ :** લેખક તથા સંપાદક–પૂ. પં. શ્રી. પ્રવિણવિજયજી ગણિવર. : પ્રકાશક–મહેતા કાન્તિલાલ રાયચંદભાઈ, મુ. **સાણંદ.** (જી. અમદાવાદ.) પોકેટ સાઈઝ ૨૧૬ પેજ. નકલ દીઠ બે આના મોકલનારને પ્રકાશક પાસેથી ભેટ મળશે.

માનવજીવન વિકાસના શુભ હેતુને લક્ષ્યમાં રાખીને- પૂ. પંન્યાસશ્રીએ - બોધક શૈલિયે જે વિવિધ વિષયોની સંકલના કરી છે તે મનનીય છે. નિજનું શ્રેયઃ ઝંખતા સહુ તે વાંચે, વિચારે ને આચરણમાં ઉતારે.

## પત્ર–પરિચય :

**શ્રી જૈન સત્ય પ્રકાશ :** વ. ૧૩ : અંક-૧૧ : તંત્રી–ચીમનલાલ ગોકુળદાસ શાહ, જેસીંગભાઈની વાડી, ઘી-કાંટા, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા. ૨.

શ્રી જૈનદર્શનના અનુરાગીને અભ્યસનીય લેખોથી શોભતા આ અંકની કંઈક મહત્તા એમાં ખાસ કરીને વપરાતા પર્યાયવાચક શબ્દોને લીધે ધટે તો નવાઈ નહિ.

**શ્રી આત્માનંદ પ્રકાશ :** પુ. ૪૬મું : અંક ૧લો : પ્રકાશક–જૈન આત્માનંદ સભા, **ભાવનગર.** વાર્ષિક લવાજમ રૂા ત્રણ.

આ અંક ભાવવાહી મુખપૃષ્ઠ સાથે આત્મ-પ્રકાશ અહલાવતા લેખોથી સોહી દીપે છે.

**કલ્યાણ :** વર્ષ ૫. : અંક ૬–૭ : તંત્રી-સોમચંદ ડી. શાહ, જીવનનિવાસ સામે, **પાલીતાણા.** વાર્ષિક લવાજમ રૂા. ચાર.

કલામય મુખપૃષ્ઠ, સુંદર છાપકામ તેમજ ભાવવાહી લેખોથી શોભતો આ સંયુક્ત અંક વાંચવા જેવો છે !

**જૈન સિદ્ધાંત :** અંક ૧૬ : તંત્રી-નગીનદાસ ગિરધરલાલ શેઠ. પ્રકાશક-જૈન સિદ્ધાંત સભા, શાંતિ સદન, ૨૫૯, લેમિંગ્ટન રોડ, મુંબઈ-૭. વા લ. રૂા. ૫)

શ્રી. પર્યુષણ વિશેષાંક તરીકે પ્રગટ થયેલા પૂરા ૧૪૦ પાનાના આ અંકમાં પીરસાયલું સાહિત્ય એકંદરે રોચક છે.

ઓછા લવાજમે દર માસે પૂરાં ૧૦૦ પાનાંનો અંક આપનારૂં આ પ્રથમ જ જૈન માસિક છે.

**ગુણસુંદરી અને શ્રી હિતોપદેશ :** વ. ૨૬ : પુ ૫૧ : તંત્રીઓ-'કુમાર', નટુભાઈ; લુહાણામિત્ર પ્રેસ, વડોદરા. વા. લ. ૫-૮-૦.

ગુણસુંદરી બનીને મૈયા ગુર્જરીની કુખ દીપાવવા ઝંખતી બહેનોએ વાંચવા જેવું સાહિત્ય-આ અંકમાં-ઠીક-ઠીક પ્રમાણમાં છપાયલું છે.

**જીવનવિકાસ :** પુ. ૮મું : અંક ૧૩ : સંપાદક- ડૉ. પ્રભાકર ટી. શર્મા, આગર રોડ, ઉજ્જૈન. વા. લ. રૂા ચાર.

લેખો ઠીક પ્રમાણમાં હોવા છતાં, જાહેર-ખબરો અવ્યવસ્થિત રીતે મુકાવાને કારણે અંક વાંચતાં જ અણગમો ઉત્પન્ન થઈ આવે છે.

સર્વને જીવનવિકાસમાં સહાયક બનવા જન્મેલું માસિક પોતાનો વિકાસ અન્ય કો' હેતુસર કરવા ન ખેંચાય એજ સુચન!

*હિતેચ્છુ :* અંક ચોથો : તંત્રી-જશવંત એમ. દાણી, ઊંઝા. વાર્ષિક લવાજમ રૂા. ૩-૪-૦.

પાક્ષિકમાં એકંદર રાષ્ટ્રીય ભાવનાને પોષક સાહિત્ય ઠીક પ્રમાણમાં પીરસાય છે.

આ અંકે પણ એજ રીતનું સાહિત્ય જોવા મળે છે. ઉગતા પત્રોને લાગુ પડાવા સંભવ રહે છે તેમ આ પત્રને પક્ષપાતનો રોગ ન લાગુ પડે એવી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે.

**નવગુજરાત :** પુ. ૨૬મું : અં ૩૪ : તંત્રી, મુદ્રક, પ્રકાશક- મણિલાલ પ્રફુલ્લલાલ પરીખ, રાવપુરા, વડોદરા. છુટક નકલ ત્રણ આના.

જવાબદાર રાજતંત્ર સ્થાપના સમારંભ પૂર્તિ સાથે પ્રગટ થયેલો આ અંક -તેમાં પ્રગટ થયેલા પ્રસંગાનુરૂપ લેખો તેમજ સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ, સ્વ. અબ્બાસ તૈયબજી, સ્વ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ વિગેરેનાં રંગીન ચિત્રોથી-ખરેખર આકર્ષક લાગે છે.

વડોદરાથી પ્રગટ થતું આ સપ્તાહિક સમાચારની દૃષ્ટિએ તો ખરેખર પ્રથમ પંક્તિનું જ ગણાય.

# રાજીમતી.

કંસ મથુરાનો રાજવિ. ઉગ્રસેન તેનો પિતા. પિતાને કેદ કરી કંસે મુગટ પહેરેલો પણ કૃષ્ણે તેનો વધ કર્યો. ઉગ્રસેનને તેણે રાજ્ય સોંપ્યું.

ઉગ્રસેનની એક પુત્રી. રાજીમતી તેનું નામ. તે યૌવનના ઉંબર પર ઉભેલી. ચમકતી વિજળી સમું તેનું સ્વરૂપ. ગુણની તે વેલ લેખાય. નરવીરો પણ તેના હાથની આશા સેવે તે સમયના ભારતનું તે કન્યા રત્ન મનાય.

દ્વારિકામાં તે સમયે કૃષ્ણ રાજ્ય કરે. યાદવ વંશ તેમનું કુળ. સમુદ્રવિજય તે કુળના મોવડી. તેમને એક કુંવર. નેમિકુમાર તેમનું નામ.

નેમિકુમારનો વર્ણ કંઈક શ્યામ હતો. વાદળમાં રમતા ચન્દ્ર સમું તેમનુ સ્વરૂપ લેખાય. તેમની શકિત અજય્ય હતી. તેમનું તેજ સૂર્યથીએ અધિક હતું. કૃષ્ણ યાદવ કુળના રત્ન મનાતા. નેમિકુમાર તે કુળનું સર્વસ્વ હતા. કૃષ્ણને તેમની ભીતિ રહેતી.

કૃષ્ણ વાસુદેવ હતા; અર્ધ ચક્રી હતા. તેમની પાસે અનેક શસ્ત્રો હતાં. સુદર્શન ચક્ર હતું, એક અપ્રતિમ ધનુષ્ય હતું. દિવ્ય શંખ હતો, અન્ય કોઈ તે ઉંચકી પણ ન શકે. પણ નેમિકુમારને મન તે રમકડાં હતાં. તેમણે શસ્ત્રો સાથે રમત કરી; સુદર્શન ચક્રને ભમરડાની જેમ ભમાવ્યું, શંખ ફુંકી તેમણે ગગનભેદી નાદ ગજવ્યો, ધનુષ્ય નમાવી પણછ ચડાવી. કૃષ્ણનાં ગભરાટનો પાર ન રહ્યો. પોતાનો મુગટ તેમને મસ્તક પરથી સરી જતો લાગ્યો.

તેમણે કુમારના બળની પરીક્ષા કરી; તેમની શક્તિનાં દર્શન કર્યાં. તે શકિત તેમને અજય્ય લાગી. તેમનું અંતર ખળભળી ઉઠયું. પણ બહારથી તે શાંત રહ્યા. તેમણે ચાલાકી વાપરી; એક નવોજ માર્ગ લીધો.

નેમિકુમાર બ્રહ્મચારી હતા. તે પરણવાની ના પાડતા. તેમનાં માતા પિતા આથી ઉદાસીન રહેતાં. પણ કુમારને કશું કહી ન શકતાં. કૃષ્ણે તેમને પરણાવવા કેડ કસી. કુમારનાં માત પિતાનું તેમને ઉત્તેજન મળ્યું. જો કુમાર પરણે; બ્રહ્મચર્ય તોડે તોજ તેમની શકિત કંઇક ઘટે: કૃષ્ણની આ માન્યતા હતી.

કૃષ્ણને અનેક રાણીઓ હતી. અપ્સરાઓ સરીખું તેમનું લાલિત્ય હતું. યોગીને પણ ચળાવવાની તેમનામાં ચપળતા હતી. કૃષ્ણે તેમની સહાય માગી. રાણીઓ હસી. કુમારને પરણાવવા તેમણે વચન આપ્યું.

કૃષ્ણની રાણીઓ કૃષ્ણ સમીજ રંગમૂર્તિઓ હતી. તે રતિ સમી ચપળ હતી. નેમિકુમારની આસપાસ ને વીંટળાઈ વળતી; તેમના પર નયન બાણ

વર્ષાવતી; તેમના અંગ પર પીચકારીઓ ફેંકતી. કુમારને તે મ્હેણાં મારતી; તેમને જળક્રીડામાં હંફાવતી; મધુર હાસ્યથી તે તેમને વધાવતી; હાવભાવથી તે તેમને પજવતી; અંગમરોડથી તે તેમને લજવતી; ચમકતા લાલિત્યથી તે તેમને ઘેરી લેતી.

નેમિકુમાર અટવાયા. તેમણે કૃષ્ણની ભીતિ જોઈ; માત પિતાની ઉર્મિઓ પારખી તેમના મુખ પર સ્મિત પથરાયું. પણ તેમના હૃદયમાં દર્દ હતું. તેમણે લગ્નની મૌન અનુમતિ આપી. પણ તે યોગ્ય કન્યા મળે તોજ.

કૃષ્ણ તૈયાર હતા. રાજીમતી તેમની નજરમાં હતી. ઉગ્રસેન તેમનો મિત્ર હતો. કુમારના તેમણે વિવાહ કર્યા. કુમારે પણ અનુમતિ આપી. તેમનાં માત પિતા હરખાયાં કૃષ્ણના અંતરમાં આનંદ પ્રગટ્યો. તેમણે તરતનાંજ લગ્ન લીધાં.

નેમિકુમાર પરણવાને ચાલ્યા. યાદવકુળ હર્ષથી ઘેલું બન્યું સ્ત્રીઓનાં નયનમાં વિજયનો રસ ઊભરાયો. કુમારનાં હૃદયમાં ક્ષોભ પથરાયો. સર્વે મથુરાને પાદર જઈ પહોંચ્યાં. નેમિકુમારે એક સર્વગ્રાહી નજર નાંખી. તેમણે ઘણું જોયું પણ તે બધું અંતરમાં છુપાવ્યું

રાજીમતી મહેલની અટારીમાં ઉભી હતી. તેની આંખમાં તેજ હતું, રસ હતો, હર્ષ હતો, ઉન્માદ હતો. જગ વિખ્યાત પુરૂષ તેને પરણવાને આવતો હતો. તે તેને મોહભરી તીક્ષ્ણ નજરે નીરખતી હતી. તેનું હૃદય નાચતું હતું.

પણ ક્ષણ પછી તે ચમકી. તેનું દક્ષિણ નેત્ર ફરકતું હતું. તેના હૃદય નૃત્યમાં ગભરાટ હતો. તે કશું સમજી ન શકી. તેણે છાતી પર હાથ મુકયો. તે એણી ટશે જોઈ રહી. તેના સૌન્દર્ય પર ફીક્કાશની ઝણઝણાટી પ્રસરી. તેની સખીઓ ચકિત બની.

નેમિકુમારે નગરમાં પ્રવેશ કર્યો, પ્રજાજન તેમને જોવાને ઉલટયાં. સારથી રથ હાંકતો હતો. રથની એક બાજુએ વાડો હતો. તે વાડામાં પશુઓ કરૂણ ચીસ નાંખતાં. નેમિકુમારે સારથીને તેનું કારણ પુછ્યું.

સારથીની આંખો ઝીણી થઈ તે બોલ્યો, "આપનાં લગ્ન થશે. લગ્નમાં ઉત્સવો થશે; જમણો થશે. આ પશુઓનું તેમાં માંસ રંધાશે."

નેમિકુમારનું હૃદય ઘવાયું. તેમણે કાન પર હાથ દીધા. તે ક્ષણભર થોભ્યા; બીજી ક્ષણે તેમણે રથ પાછો વળાવ્યો. નિષ્કારણ હિંસા એજ જેનો ધર્મ છે; તેને આંગણે પગ મુકવામાં પણ તેમણે પાપ જોયું.

રાજીમતીએ રથ વળતો જોયો. તેને ધ્રાસકો પડયો. તેની પ્રફુલ્લ આંખમાં આંસુ થીજી ગયાં, તે મુર્ચ્છા પામી, તેના હૃદયમાં નેમિ હતા; નેમિ પાછા જતા હતા.

કૃષ્ણને ગભરાટ છુટ્યો તેમણે કુમારને સમજાવવા માંડ્યા. માત પિતાએ પણ સજળ નયને વિનંતિ કરી. પણ કુમાર કશાથીજ ન પીગળ્યા.

તે પાછા વળ્યા. એક વર્ષ પર્યન્ત તેમણે દાન દીધું. તે પછી તેમણે સંસાર તજ્યો. તે ગીરનાર પર આવ્યા.

રાજીમતીનું હૃદય સ્વચ્છ હતું. તેમાં સ્ફટિક સમી નિર્મળતા હતી. ત્ય નેમિકુમારનીજ એક પ્રતિમા હતી. બીજા માનવીને ત્યાં સ્થાન ન્હોતું. તેને સંસાર નીરસ લાગ્યો. કુમારે સંસાર ત્યજી દીધો હતો. તેને પણ તે ત્યજવો રહ્યો.

નેમિકુમાર તીર્થંકર હતા; મહામુનિ હતા. તેમણે ઉત્કટ તપ આદર્યું પરમ ધ્યાનમાં તે મગ્ન બન્યા તેમનાં કર્મ સમી ગયાં. તેમને કેવળજ્ઞાન ઉપજ્યું. પ્રભુ તરીકે તે પ્રગટ થયા.

રાજીમતી ગીરનાર આવી. તેની આંખમાં સ્નેહ હતો; સમભાવની છાયા હતી. પ્રભુ પાસે તેણે દીક્ષા લીધી. ચારિત્રની દિવ્યતામાં તે લીન બની. પ્રભુ શાસનનાં તે પ્રથમ સાધ્વી લેખાયાં.

એક સમયે તે ગિરનારથી ઉતરતાં હતાં. આકાશમાંથી તેવામાં જળની ધારાઓ વર્ષવા માંડી. પૃથ્વી પર પાણીની રેલો ચાલી. ક્યાંય ઊભવાનું પણ સ્થાન નહિ તે ક્ષણે તેમણે એક ગુફા જોઈ. તે ગુફામાં તેમણે પ્રવેશ કર્યો. તેમનાં વસ્ત્ર ભીનાં હતાં તે તેમણે કાઢીને સુકવ્યાં.

તેમનું રૂપ રતિ સમું હતું તે વસ્ત્રહીન હતાં. યોગીને પણ ચળાવે એવી ક્ષણો હતી: નિસીઃમ અંધકારનું સામ્રાજ્ય, વરસાદની ધારાઓ, એક ગુફા તેમણે ધ્રુજારી અનુભવી તેમની સામે એક માનવી ઉભો હતો. તે ભોગ યાચના કરતો હતો.

પળભર તે થરથર્યાં. પણ બીજીજ પળે તેમણે વસ્ત્ર પહેરી લીધાં તેમની દ્રષ્ટિ સચોટ બની. તેમણે માનવીને ઓળખ્યો—તે સાધુ હતો; નેમિકુમારનો ભાઈ હતો. રથનેમિ તેનું નામ.

રાજીમતી સાધ્વી હતાં: સ્ત્રી રત્ન હતાં. ચારિત્ર એજ તેમનું સર્વસ્વ હતું. તેના રક્ષણે માટે તેમની સર્વ શકિતઓ ખીલી નીકળી.

તેમના મુખ પર પ્રતિભા ઝળકી. તેમનાં અંગે-અંગમાં દિવ્ય તેજ પ્રગટ્યું. તે તેજથી તેમણે સાધુને ડાર્યો; સાધુની આંખો ભીની થઈ. તે રાજીમતીને ચરણે પડ્યો.

રાજીમતી સમભાવના શિખરે ચડ્યાં. સમય જતાં તે પરમજ્ઞાની બન્યાં ને પ્રભુની પહેલાંજ તે મુક્તિ સખીની સોડમાં ચાલ્યાં.

—પ્રબોધ

## : સંપાદન :

સર્વકલ્યાણના ઉત્કૃષ્ટ મંગલ હેતુપૂર્વક ચાલતા આ માસિકમાં સહુને ઉપયોગી થાય એવા ને સંસ્કારી છતાં સરળ શૈલીમાં લખાયેલા લેખ, વાર્તા, નાટિકા, નિબંધ, કાવ્ય, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન તેમ જ જ્ઞાન, વૈરાગ્યાદિ સર્વકલ્યાણકારી [illegible]યા સ્વીકારવામાં આવે છે.

નહિ સ્વીકારાયેલા લેખો, જો ટપાલખર્ચ નહિ મોકલવામાં આવ્યું હોય તો [illegible] મહીને રદ કરવામાં આવશે

વિશ્વસંસ્કૃતિને ઘાતક એવા કોઈ પણ પ્રકારના એક તરફી લખાણને આ માસિકમાં સ્થાન નહિ મળે.

'માસિક માટેનું' લખાણ સારા અક્ષરે, શાહીથી ને કાગળની એકજ બાજુએ લખાયેલું હોવું જરૂરી છે.

[illegible] સાથેનો તમામ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો તેમ જ બદલાનાં [illegible] પણ ત્યાં જ મોકલવાં.

તંત્રી: **'મંગલ'**, રીસાલા બજાર, **નવા ડીસા** (ઉ ગુ.)

## : વ્યવસ્થા :

[illegible] માસિક દર માસની તા. ૨૧ મીએ નિયમિત પ્રગટ થાય છે.

[illegible]ર્ષિક લવાજમ રૂા. ૩-૦-૦ છે. પરદેશ માટે રૂા. ૫-૦-૦ છે, તે **[illegible] મફતલાલ સંઘવી**, રીસાલા બજાર, **નવાડીસા** (ઉ ગુ) (૨) શ્રી. ઇન્દોર [illegible] શ્વેતાંબર સંઘની પેઢી, પીપળી બજાર, **ઇન્દોર સીટી**, એ ઠેકાણે ભરી [illegible]રો.

[illegible]નાની નકલ માટે પાંચ આનાની ટિકિટો મોકલવી.

[illegible]નામાનો ફેરફાર તુરતજ જણાવવો કે અંક ગેરવલ્લે જાય નહિ.

[illegible]જમ તથા વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર પણ તંત્રીના સરનામે કરવો.



: આ વર્ષનું શાનદાર પ્રકાશન :

# મંગલ

## [ દિવાળી અંક. ]



- **આ અંક ગ્રાહકોને ભેટ મળશે.**
- ગુજરાતના સમર્થ કલમબાજોના લેખો મેળવવા માટે આમંત્રણો મોકલાઈ ચૂક્યાં છે, આપ પણ એ અંક માટે લખી શકશો.
- નિબંધ, વાર્તા, કાવ્ય, કટાક્ષ, વિવેચન, સૂચન અને વિચારકોની વાનગી શિષ્ટ અને સંસ્કારી ભાષામાં રજુ થશે. 'મંગલ'ની એ વિશિષ્ટતા છે.

| છૂટક મંગાવનાર | | વાર્ષિક લવાજમ: |
| --- | --- | --- |
| રૂ. ૧) |  | રૂ. ૩) |
| મોકલી આપે. | | મોકલી શકશો. |

## મંગલ કાર્યાલય.

નવા ડીસા. (ઉ. ગુ.)

**તમારી નકલ મેળવવાનું રખે ચૂકતા.**

આ માસિક 'શ્રી નવાબ પ્રીન્ટીંગ વર્કસ, ડીસા' માં ચંપકલાલ મોહનલાલ મહેતાએ છાપ્યું અને શ્રી. મફતલાલ સંઘવીએ 'મંગલ' કાર્યાલય, ડીસાથી શ્રી ઓંકાર જૈન શ્વેતાંબર સંઘની પેઢી તરફથી પ્રગટ કર્યું.